# सार्थक नवग्रह स्तोत्र.

गुजराती अर्थ साथे नवग्रह स्तोत्र.

भाषांतर करनार रैक विप्र

कवि. कृपाशंकर वि. गंगाशंकर महेता

तथा

शास्त्री. जेठाराम भाणाभाई पकपुर निवासी.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

બુકસેલર. બાલાભાઈ નગીનદાસ

તથા

સોની જગજીવન જીવરામ.

આવૃત્તિ ૧ લી. પ્રત. ૧૦૦૦.

अमदावाद.

"ऍंग्लो वर्नाक्युलर प्रिन्टिंग प्रेस"मां छाप्युं.

સંવત ૧૯૪૬ શાકે ૧૮૧૨. સન ૧૮૯૦.

કીંમત બે રૂપીઆ.

# ग्रन्थार्पण पत्रिका.

सदा राजमान गर्जेभी स्वराज्य भाषानी पाठशाळाना प्रमुख मेहेरबान साहेब हेडमास्तर ईश्वरलाल वृंदावनदासना प्रति.

मनहर छंद.

જગતમાં જય જય, મહતી સહાય થાય,
સુખ દુઃખ ભાવ ક્ષેમ, હાની કલેશ થાય છે;
અન્ન જળ રસ ફળ, ફુલો સુબીજ થાય,
વીજ વરસાદ તાપ, ઠંડક ગણાય છે,
રવિ આદિ ગ્રહો તણાં, મંડળ વિકાશી આશી!
હવા તણા ફેરફાર, વૃષ્ટિ તણે જાય છે;
પ્રગટ ઈશ્વર તણા, ચિત્રો વિચિત્ર કરી,
હૃથી હું ઈશ્વરને, અર્પું જે શોભાય છે.

લી. આપનો આજ્ઞાંકિત.

બાલાભાઈ [illegible]દાસ.

४६२०

श्रीगणेशाय नमः ॥

# अथनवग्रहस्तोत्रप्रारंभः

॥जपाकुसुमसंकाशंकाश्यपेयंमहाद्यु-
तिम् ॥ ॥ तमोरिंसर्वपापघ्नंप्रणतो
स्मिदिवाकरम् ॥ १ ॥

સૂર્ય મુખી ફુલના સરખી કાંતીવાળા અને કશ્યપ પ્રજા પતિના પુત્ર અને અત્યંત પ્રકાશ વાળા અને અંધકારને નિવારણ કરનાર પાપનો નાશ કરનાર સુર્યનારાયણને નમસ્કાર કરૂ છુ ॥૧॥

॥ दधिशंखतुषाराभंक्षीरोदार्णवसं-
भवम् ॥ नमामिशशिनंसोमंशंभो
र्मुकुटभूषणम् ॥ २ ॥

દહીંના તથા શંખના, હીમના (બરફના) સરખા કાંતીમાન અને ક્ષીર સમુદ્રમાંથી ઉત્પન્ન થએલા અને મહાદેવજીના મુગટને શોભાવનાર સસલાના ચિન્હવાળા ચંદ્રમાને નમસ્કાર કરૂંછું. ॥ ૨ ॥

॥ धरणीगर्भसंभूतंविद्युत्कांतिसमप्रभम् ॥ कुमारंशक्तिहस्तंतंमंगलं प्रणमाम्यहम् ॥ ३ ॥

પૃથ્વીના ગર્ભ થકી ઉત્પન્ન થએલા અને વિજળીના સરખા પ્રકાશમાન અને હાથમાં શક્તિ ધારણ કરનારા કુમાર અવસ્થાવાળા મંગળને નમસ્કાર કરૂંછું ॥ ૩ ॥

॥ प्रियंगुकलिकाश्यामंरुपेणाप्रतिमं बुधम ॥ सौम्यंसौम्यगुणोपेतंतंबुधं प्रणमाम्यहम् ॥ ४ ॥

લતીનિ કળીઓના સરખું જેનું રક્ત શ્યામ વર્ણ છે અને પ્રતિમાએ રહીત અને સાત્વા ગુણે યુક્ત અને શાંત સ્વભાવવાળા બુદ્ધને હું નમસ્કાર કરૂંછું ॥ ૪ ॥

॥ देवानांचऋषिणांचगुरुंकांचनसंनिभम् ॥ बुद्धिभूतंत्रिलोकेशंतंनमामिबृहस्पतिम् ॥ ५ ॥

દેવતાઓના અને ઋષિઓના ગુરૂ અને સુવર્ણના સરખી કાંતિવાળા અને ત્રણલોકના ઈશ એવા બુદ્ધિરૂપ બૃહસ્પતિને હું નમસ્કાર કરૂંછું ॥ ૫ ॥

॥ हिमकुंदमृणालाभंदैत्यानांपरमंगुरुम् ॥ सर्वशास्त्रप्रवक्तारंभार्गवंप्रणमाम्यहम् ॥ ६ ॥

કમળના પુષ્પની અંદર રહેલા જીણા તંતુના સરખી કાંતિવાળા અને દૈત્યોના મુખ્ય ગુ-

રૂ અને સર્વ શાસ્ત્રના કહેનાર શુક્રને હું નમ-
સ્કાર કરૂછું ॥ ૬ ॥

॥ नीलांजनसमाभासंरविपुत्रंयमाग्र-
जम् ॥ छायामार्तंडसंभूतंतंनमामि-
शनैश्चरम् ॥ ७ ॥

શ્યામમસીકાના સરખી કાંતિવાળા અને
સૂર્યના પુત્ર યમરાજાના મોહોટા ભાઈ સુર્યની
છાયાથી ઉત્પન્ન થયેલા શનીશ્ચરને નમસ્કાર
કરૂછું ॥ ૭ ॥

॥ अर्धकायंमहावीर्यंचंद्रादित्यविम-
र्दनम् ॥ सिंहिकागर्भसंभूतंतंराहुंप्र-
णमाम्यहम् ॥ ८ ॥

અરધા શરીરવાળા અને મહા પરાક્રમી
સુર્ય ચંદ્રને પીડા કરનાર અને સિંહની સ્ત્રીથી
ઉત્પન્ન થએલા રાહુને હું નમસ્કાર કરૂછુ ॥૮॥

॥पलाशपुष्पशंकाशंतारकाग्रहमस्त-
कं ॥ रौद्रंरौद्रात्मकंघोरंतंकेतुंप्रणमा
म्यहम् ॥ ९ ॥

ખાખરાના ફુલના સરખી કાંતિવાળા તા-
રાઓના અને ગ્રહના શીરોમણી અને ભયાનક
જેનુ શરીર છે એવા રૂદ્રના પુત્ર કેતુને હું ન-
મસ્કાર કરૂછું ॥ ૯ ॥

॥ इतिव्यासमुखोद्गितंयःपठेत्सुसमा-
हितः ॥ दिवावायदिवारात्रौविघ्नशां-
तिर्भविष्यति ॥ १० ॥

એ પ્રકારે વ્યાસ મુનિના મુખથી કહેલું
સ્તોત્ર તેને રાત્રે વા દીવસે જે મનુષ્ય ભણશે
તેનાં સર્વ વિઘ્ન નાશ પામી શાંતિ થશે ॥ ૧૦ ॥

॥ नरंनारीन्नृपाणांचभवेद्दुःस्वप्ननाशनम् ॥ ऐश्वर्यमतुलंतेषामारोग्यं

पुष्टिवर्धनम् ॥ ११ ॥

સ્ત્રી પુરૂષ અને રાજાઓનાં સર્વ દુઃખ નાશ પામી અત્યંત ઐશ્વર્યપણું પ્રાપ્ત થશે તથા આયુષ્ય અને પુષ્ટિની વૃધ્ધિ થશે ॥ ૧૧ ॥

॥ ग्रहनक्षत्रजाःपिडास्तस्कराग्निसमुद्भवाः ॥ ताःसर्वाःप्रशमंयांतिव्यासोब्रूतेनसंशयः ॥ १२ ॥

ગ્રહ નક્ષત્ર ચોર અગ્નિ તે થકી ઉત્પન્ન થતી સર્વ પીડાઓ વ્યાસ મુનિના કહેવાથી નાશ પામશે એમાં સંશય નહીં ॥ ૧૨ ॥ ઈતિ

॥ इतिश्रीव्यासविरचितंआदित्यादिनवग्रहस्तोत्रंसंपूर्णम् ॥

---

॥ श्रीभास्करायनमः ॥ शतांनीक उवाच ॥ ॥ कथमादित्यमुद्यंतमुप-

तिष्ठोद्विजोत्तम ॥ एतन्मेब्रूहिविप्रेंद-
प्रपद्येशरणंतव ॥ १ ॥

शतानीकउवाच ॥ હે બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ ઉદય પામતા સૂર્યનારાયણનું આરાધન શી રીતે થાય તે તમે મને કહો કેમજે હું તમારે શરણે આવેલો છું ॥ ૧ ॥

॥ सुमंतुरुवाच ॥ इदमेवपुरापृष्टःशं-
खचक्रगदाधरः ॥ प्रणम्याशिरसादे
वमर्जुनेनमहात्मना ॥ २ ॥

सुमंतुरुवाच ॥ આજે તમે પ્રશ્ન પુછો છો તે-જે પ્રશ્ન પ્રથમ મહાત્મા અર્જુને શંખ ચક્ર ગ-દાધારી શ્રી કૃષ્ણ ભગવાનને નમસ્કાર કરીને પુછેલો હતો તે કહું તે સાંભળો ॥ ૨ ॥

॥ कुरुक्षेत्रेमहाराजानिवृत्तेभारतेरणे ॥
॥ कृष्णनाथंसमासाद्यप्रार्थयित्वाब्र-

वीदिदम् ॥ ३ ॥

હે મહારાજ જ્યારે કુરૂક્ષેત્રનું યુદ્ધ નિવૃતિ પામ્યુ અને શ્રી કૃષ્ણને પોતાના સ્વામી જાણ્યા ત્યારે પ્રાર્થના કરી આ પ્રમાણે કહેતા હવા ॥ ૩ ॥

॥ अर्जुनउवाच ॥ ज्ञानंचधर्मशास्त्राणांगुह्याद्गुह्यतरंतथा ॥ मयाकृष्णपरिज्ञातंवाङ्मयंसचराचरम् ॥ ४ ॥

अर्जुनउवाच ॥ ધર્મ શાસ્ત્રોમાં રહેલા જ્ઞાનનું જે રહસ્ય જ્ઞાન તે વાણીમય સઘળુ જ્ઞાન હે શ્રી કૃષ્ણ તમારી કૃપાથી મેં જાણ્યું ॥ ૪ ॥

॥ सूर्यस्तुतिमयंन्यासंवक्तुमर्हासिमाधव ॥ भक्तयापृच्छामिदेवेशकथय स्वप्रसादत ॥ ५ ॥

હે માધવ પરંતુ સૂર્યની સ્તુતિ તથા ન્યાસ

તેને હું જાણવાને ઈચ્છુ છું માટે હે ભગવાન હું તમને ભકિતવડે કરીને પુછુ છું તો મારા ઉપર કૃપા કરીને મને કહો ॥ ૫ ॥

सूर्यभक्तिंकरिष्यामिकथंसूर्यंप्रपूजयेत् ॥ तदहंश्रोतुमिच्छामित्वत्प्रसादेनयादव ॥ ६ ॥

હે યાદવ સુર્યની સ્તુતિ તથા પુજા શીરીતે કરવી તે તમારા અનુગ્રહથી સાંભળવાને ઈચ્છુ છું ॥ ૬ ॥

॥ श्रीभगवानुवाच ॥ रुद्रादिदैवतैःसर्वैःपृष्टेनकथितंमया ॥ वक्ष्येहंसूर्यविन्यासंश्रृणुपांडवयत्नतः ॥७॥

શ્રી.કૃષ્ણ કહે છે કે હે પાંડુ રાજાના પુત્ર રૂદ્રાદી દેવતાઓએ જ્યારે મને આ પ્રશ્ન પુછયો હતો ત્યારે મેં જે ઉત્તર કહેલો છે તે સૂર્યના

ન્યાસને કહુ છું તે હે પાંડવ પ્રયત્નથી ચિત્ત દઇને સાંભળ ॥ ૭ ॥

अस्माकंयत्त्वयापृष्टमेकचित्तोभवार्जुन ॥ तदहंसंप्रवक्ष्यामिआदिमध्यावसानकं ॥ ८ ॥

હે અર્જુન તું એક ચિત્તથી અને તેં મને જે પ્રશ્ન પુછયો છે તેનો આદિ મધ્ય અને અંત તને કહુ છું તે તું સાંભળ ॥ ૮ ॥

॥ अर्जुनउवाच ॥ नारायणसुरश्रेष्ठपृच्छामित्वांमहायशः ॥ कथमादित्यमुद्यंतमुपातिष्ठेत्सनातनम् ॥ ९ ॥

અર્જુન કહે છે કે હે નારાયણ હે દેવતાઓમાં શ્રેષ્ટ અને માહા યશસ્વી હું તમને પુછુ છું જે સનાતન ગતી કરતા સૂર્યની પુજા કેવી રીતથી થાય તે કહો ॥ ૯ ॥

॥ श्रीभगवानुवाच ॥ साधुपार्थम-
हाबाहोबुद्धिमानसिपांडव ॥ यन्मां-
पृच्छस्युपस्थानंतत्पवित्रंविज्ञावसोः
॥ १० ॥

શ્રી કૃષ્ણ કહે છે કે હે મોટા હાથવાળા એટલે બાહુ બળવાળા પાંડુ રાજાના પુત્ર તું બુદ્ધિમાન છે તેથી શ્રી સૂર્ય નારાયણની પવિત્ર પુજા વિધિને પુછે છે ॥ ૧૦ ॥

सर्वमंगलमांगल्यंसर्वपापप्रणाश-
नम् ॥ सर्वरोगप्रशमनमायुर्वर्धनमु-
त्तमम् ॥ ११ ॥

તે સર્વ મંગલકારી પદાર્થમાં વિશેશ માંગલીક છે સર્વ રોગનો નાશ કરનાર સર્વ પાપને નાશ કરનાર અને આયુશ્યને વધારનાર છે ॥ ૧૧ ॥

अमित्रदहनंपार्थसंग्रामेजयवर्ध-
नम् ॥ वर्धनंधनपुत्राणामादित्यहृद-
यंशृणु ॥ १२ ॥

હે અર્જુન! સંગ્રામમાં શત્રુને બાળનાર અને પોતાના જયને વધારનાર અને લક્ષ્મી તથા પુત્રની વૃદ્ધિ કરનાર આદિત્ય -હૃદય તું સાંભળ ॥ ૧૨ ॥

यच्छ्रुत्वासर्वपापेभ्योमुच्यतेनात्र-
संशयः ॥ त्रिषुलोकेषुविख्यातंनिःश्रे-
यसकरंपरम् ॥ १३ ॥

ત્રણ લોકમાં પ્રસિદ્ધ અને શ્રેય કરનાર આ- દિત્ય -હૃદય સાંભળવાથી મનુષ્ય માત્ર પાપથી મુકાય છે એમાં સંશય નથી ॥ ૧૩ ॥

देवदेवंनमस्कृत्यप्रातरुत्थायचा-
र्जुन ॥ विघ्नान्यनेकरूपाणिनश्यंति-

स्मरणादपि ॥ १४ ॥

હે અર્જુન સર્વ દેવના દેવ સૂર્ય નારાયણને પ્રાતઃકાળમાં ઉઠીને જે નમસ્કાર કરેછે તથા તેમનુ સ્મરણ કરેછે તો અનેક પ્રકારનાં વિઘ્ન નાશ પામેછે ॥ ૧૪ ॥

तस्मात्सर्वप्रयत्नेनसूर्यमाराधयेत्सदा ॥ आदित्यहृदयंनित्यंजाप्यंतच्छृणुपांडव ॥ १५ ॥

તેટલા માટે હે પાંડવ અનેક પ્રયત્ન વડે કરીને પણ નિરંતર સૂર્યનું આરાધન કરવું અને નિત્ય આદિત્ય -હૃદયનો પાઠ કરવો તે તું સાંભળ ॥ ૧૫ ॥

यज्जपान्मुच्यतेजंतुर्दारिद्र्याद्दाशुदुस्तरात् ॥ लभ्नतेचमहासिद्धिंकुष्ठव्याधिविनाशिनीम् ॥ १६ ॥

જે પાઠ જપવાથી મનુષ્ય જીવ દરિદ્રતા-
ના સંકષ્ટથી તત્કાળ મુકાય છે અને કોઢ આ-
દી અનેક પ્રકારનાં રોગને મટાડે છે તથા મોટી
સિદ્ધિને પમાડે છે ॥ ૧૬ ॥

अस्मिन्मंत्रेऋषिश्छंदोदेवताश-
क्तिरेवच ॥ सर्वमेवमहाबाहोकथया-
मितवाग्रतः ॥ १७ ॥

આ મંત્રમાં ઋષિ છંદ દેવતાશક્તિ એ સર્વે
હે બાહુબળવાળા અર્જુન તમને કહું છું ॥ ૧૭॥

मयातेगोपितंन्यासंसर्वशास्त्रप्र
बोधितम् ॥ अथतेकथयिष्यामिउत्त
मंमंत्रमेवच ॥ १८ ॥

સર્વ શાસ્ત્રમાં ગુહ્યપણે કહેલા ન્યાસ અને
ઉત્તમ એવા જે મંત્ર તે હું તને કહું છું ॥૧૮॥

ॐअस्यश्रीआदित्यहृदयस्तोत्र

मंत्रस्य॥श्रीकृष्णाऋषिः॥श्रीसूर्यात्मा त्रिभुवनेश्वरोदेवता ॥ अनुष्टुपूछंदः॥ हरितहयरथंदिवाकरंघृणिरितिबीजम् ॥ ॐ नमोभगवतेजितवैश्वानरजातवेदसेइतिशक्तिः ॥ ॐ नमोभगवतेआदित्यायनमःइतिकीलकम्॥ ॐ अग्निगर्भदेवताइतिमंत्रः ॥ ॐ नमो भगवतेतुभ्यमादित्यायनमोनमःश्रीसूर्यनारायणप्रीत्यर्थेजपेविनियोगः॥

॥ अथन्यासः॥ ॥ ॐ ह्रांअंगुष्ठाभ्यांनमः॥ ॐ ह्रींतर्जनीभ्यांनमः॥ ॐ ह्रूंमध्यमाभ्यांनमः ॥ ॐ ह्रैंअनामिकाभ्यांनमः॥ ॐ ह्रैंकानिष्ठिका

भ्यांनमः ॥ ॐ ह्रः करतलकरपृष्ठा भ्यांनमः ॥ ॐ ह्रांहृदयायनमः ॥ ॐ ह्रींशिरसेस्वाहा ॥ ॐ ह्रंशिखायैवषट् ॥ ॐ ह्रैंकवचायहुम् ॥ ॐ ह्रौंनेत्रत्रयायवौषट ॥ ॐ ह्रः अस्त्रायफट् ॥ ॐ ह्रांह्रींह्रूंह्रैंह्रौंह्रः इति दिग्बधः ॥

॥ अथध्यानम् ॥ भास्वद्रत्नाढ्यमौलिस्फुरदधररुचारंजितंचारुकेशंभास्वंतंदिव्यतेजःकरकमलयुतंस्वर्णवर्णप्रभाभिः ॥ विश्वाकाशावकाशग्रहपतिशिखरेभातियश्चोदयाद्रौसर्वानन्दप्रदाताहरिहरनमितःपातुमांविश्वचक्षुः ॥ १ ॥

ॐ अस्येति આદિત્ય -હૃદય સ્તોત્ર મંત્રના શ્રી કૃષ્ણ ઋષિ છે શ્રી सूर्यात्मेति ત્રણ ભુવનના ઇશ્વર અને દેવતા શ્રી સૂર્ય છે અનુષ્ટુપ છંદ हरित हय रथमिति બીજ છે ॐनमो भगवते इति શક્તિ છે ॐ आज्ञि गर्भ देवतेति મંત્ર છે ॐ नमो भ- भगवते इति ॥ ઐશ્વર્યવાન સૂર્ય નારાયણ તમને નમસ્કાર કરૂં છું શ્રી सूर्य नारायणेति શ્રી સૂર્ય નારાયણની પ્રીતિ અને અર્ઘ્ય જપ કરવાની યોજના કરૂં છું.

ॐ ह्रां अगुष्टेति ડાબા જમણા હાથના અંગુઠાનો સ્પર્શ કરી નમસ્કાર કરવો.

ॐ ह्रीं तर्जनीति ડાબા જમણા હાથના અંગુઠાની જોડની પેહેલી આંગળીયોનો સ્પર્શ કરી નમસ્કાર કરવો.

ॐ ह्रूं मध्यमाम्यामिति ડાબા જમણા હાથની અંગુઠાની જોડની એક મુકી બીજી આંગળીનો સ્પર્શ કરી નમસ્કાર કરવો.

ॐ ह्रैं अनामिकेति ડાબા જમણા હાથની

અંગુઠાની જોડની બે આંગળીયો પડતી મુકી ત્રીજી આંગળીનો સ્પર્શ કરી નમસ્કાર કરવો.

ॐ ह्रौं कनिष्ठिकेति ડાબા જમણા હાથની છેક છેલ્લી આંગળીનો સ્પર્શ કરી નમસ્કાર કરવો.

ॐ ह्रः करतलेति ડાબા જમણા હાથની પરસ્પર હાથેલીઓનો સ્પર્શ કરી નમસ્કાર કરવો.

ॐ ह्रां ह्रदयेति છાતીના ખાડામાં જમણા હાથની આંગળીનાં ટેરવાં અડકાડવાં.

ॐ ह्रीं शिरसेति માથાના મધ્ય ભાગે જમણા હસ્તની આંગળીનાં ટેરવાં અડકાડવાં.

ॐ ह्रूं शिखेति ચોટલીના છેડાની ગાંઠે આંગળીનાં ટેરવાં અડકાડવાં.

ॐ ह्रैं कवचायेति ડાબા હાથના કાંડા ઉપર જમણા હાથનું કાંડુ અને જમણા હાથને ડાબાનું હાથેલી છતી રાખી મુંકવું.

ॐ ह्रौ नेत्रेति બે આંખો ને કપાળના મધ્યમાં આંગળીનું ટેરવું મુકવું.

ॐ ह्रः अस्त्रायेति માથે જમણો હાથ ફેરવી અંગુ-

ઠા પાસેની બે આંગળીઓએ ડાબા હાથની હાથેલીમાં તાળી પાડવી ॐह्रांह्रींह्रूंह्रैंह्रः એ મંત્ર-વડે કરી દીશાઓને બાંધવી अथध्यानं ત્યારપ-છી ધ્યાન કરવું ॥ ધ્યાનના શ્લોકના અર્થ ॥ સુંદર પ્રકાસીત રત્નોંવડે જેનો મુગટ પ્રકાસી-ત છે અને તે રત્નોના પ્રકાશથી રક્તવર્ણવાળા હોઠની કાંતી પણ શોભી રહેલી છે તથા સુંદ-ર કાળા કેશને પણ શોભા મળેલી છે એવા અને સોનાની કાંતીના સરખો જેનો પ્રકાશ છે તથા હાથમાં કમળ ઝાલેલું છે એવા અને જ-ગત આકાશ અને સુર્ય તેમના અવકાશ (છેડા) રૂપ ઉદયાચલ પર્વતના શીખર ઉપર સૂર્ય ગ્ર-હોના અધિપતિ સુર્ય પ્રકાશમાન છે અને સર્વેને આનંદ આપે છે તથા વિષ્નું અને શીવ જે-મને નમસ્કાર કરે છે એવા અને જગતના ને-ત્રરૂપ ભગવાન શ્રી સુર્યનારાયણ મહારૂં રક્ષણ કરો ॥ ૧ ॥

पूर्वमष्टदलंपद्मंप्रणवादिप्रतिष्ठित-

म् ॥ मायाबीजंदलाष्टाग्रेयंत्रमुद्धार-
येदिति ॥ २ ॥

પ્રથમ આઠ પાંખડીયોએ યુક્ત કમળના સરખુ અષ્ટદળ કહાડવું પછી બધામાં પ્રણવ (ॐ) પુરવો પછી માયાં જે બીજ છે તે પુરવાં એ પ્રકારે યંત્ર કાઢવો ॥ ૨ ॥

आदित्यंभास्करंभानुंरविंसूर्यंदि-
वाकरम् ॥ मार्तंडंतपनंचेतिदलेष्व-
ष्टसुयोजयेत् ॥ ३ ॥

પછી આદિત્ય ૧ ભાસ્કર ૨ ભાનુ ૩ રવિ ૪ સુર્ય ૫ દિવાકર ૬ માર્त्तંડ ૭ તપન ૮ એ આઠ નામને પ્રત્યેક પાંખડીમાં મુકવાં ॥ ૨ ॥

दीप्तासूक्ष्माजयाभद्राविभूतिर्विम
लातथा ॥ अमोघाविद्युताचेतिमध्ये
श्रीः सर्वतोमुखी ॥ ४ ॥

ત્યારપછી દીપ્તા ૧ સૂક્ષ્મા ૨ જયા ૩ ભદ્રા ૪ વિભુતિ ૫ વિમલા ૬ અમોઘી ૭ વિદ્યુતા ૮ એ આઠ વિભુતીઓનાં નામ પ્રત્યેકમાં પુરવાં પછી ર્હદયમાં સર્વનો નુશી મુકવું. ॥૪॥

सर्वज्ञःसर्वगश्चैवसर्वकारणदेवता॥
सर्वेशंसर्वहृदयंनमामिसर्वसाक्षिणम्
॥ ५ ॥

સર્વને જાણનાર, સર્વમાં ગતિ કરનાર. સર્વના કારણ સર્વના પ્રકાશ કરનારના ઇશ સર્વના -હૃદયભુત અને સાક્ષી એવાને જે નમે તેમને હું નમસ્કાર કરૂં છું ॥ ૫ ॥

सर्वात्मासर्वकर्त्ताचसृष्टिजीवनपालकः॥ हितः स्वर्गापवर्गश्चभास्करेशनमोस्तुते॥ ६ ॥ ॥इतिप्रार्थना॥

સર્વના અંતર્યામી સૃષ્ટી ઉત્પન્ન કરનાર

પાલન કરનાર અને જીવાડનાર અને સ્વર્ગ અને મોક્ષના આપનાર સૂર્ય નારાયણને નમસ્કાર કરૂછું ॥ ૬ ॥

॥ नमोनमस्तेस्तुसदाविभावसोसर्वात्मनेसप्तहयायभानवे ॥ अनंतशक्तिर्मणिभूषणेनददस्वभुक्तिममुक्तिमव्ययाम् ॥ ७ ॥

એ પ્રકારે પ્રાર્થના, હું નીરંતર સર્વના આત્મા અને જેના રથને સાત ઘોડા છેઅને અપાર શક્તિ જેના મોડે અને મણીમય આભ્રણ જેના શરીરે છે એવા વિભા વસુને હું નમસ્કાર કરૂછું અને કહુંછું કે નાસનંદી પામનારી ભોગમને આપો અને મુક્તિ આપો ॥ ૭ ॥

अर्कंतुमूर्ध्निविन्यस्यललाटेवैरविन्यसेत् ॥ विन्यसेन्नेत्रयोः सूर्यंकर्णयोश्च

दिवाकरम ॥ ८ ॥

હાથની આંગળીઓનાં ટેરવાં અડકાડી માથા ઉપર અર્કને બેસારવા કપાળે રવિને બેસારવા નેત્રો ઉપર સૂર્યને અને બે કાન ઉપર દિવાકરને બેસારવા ॥૮॥

नासिकायांन्यसेद्भानुंमुखेवैभास्करं न्यसेत् ॥ पर्जन्यमोष्ठयोश्चैवतीक्ष्णं जिव्हांतरेन्यसेत् ॥ ९ ॥

નાક ઉપર સૂર્ય ને મોઢા ઉપર ભાસ્કરને નીચે હેઠળના હોઠ ઉપર પરજન્ય અને જીભ ઉપર તીક્ષ્ણને બેસારવા ॥ ૯ ॥

सुवर्णरेतसंकंठेस्कंधयोस्तिग्मतेज सम् ॥ बाव्होस्तुपूषणंचैवमित्रंवैपृष्ठ तोन्यसेत ॥ १० ॥

સૂવર્ણ રેતાને કંઠે તીગ્મ તેજાને બંને ખ-

બે અને બેઉ હાથનાં બાકુડાં ઉપર ઉધર પુષ-
ણને અને પછવાડે મીત્રને બેસારવા ॥ ૧૦ ॥

वरुणंदक्षिणेहस्तेत्वष्टारंवामतः क
रे ॥ हस्तावुष्णकरः पातुहृदयंपातुभा
नुमान् ॥ ११ ॥

વરૂણને જમણા કર ઉપર ત્વષ્ઠાને ડાબા
કર ઉપર બે હાથને ઉષ્ણ કર રક્ષણ કરો -હૃ-
દયનું ભાનું માન રક્ષણ કરો ॥ ૧૧ ॥

उदरेतुयमंविद्यादादित्यंनाभिमंड
ले ॥ कट्यांतुविन्यसेद्धंसंरुद्रमूर्वोस्तु
विन्यसेत् ॥ १२ ॥

પેટનું યમ રક્ષણ કરો નાભિમંડનું આદિ-
ત્ય રક્ષણ કરો કેહેડાનુનાઉપરહંસને બેસારવા
અને ઉરૂ ઉપર રૂદ્રને બેસારવા ॥ ૧૨ ॥

जान्वोस्तुगोपतिंन्यस्यसवितारंतु

जंघयोः ॥ पादयोश्चविवस्वंतंगुल्फ
योश्चदिवाकरम् ॥ १३ ॥

જાનું ઉપર ગોપતીને બેસારવા જંઘાઓ ઉપર સવિતાને બેસારવા પગ ઉપર વિવસ્વાનને બેસારવા ધુંટાંઉપર દિવાકરને બેસારવા ॥ ૧૩॥

बाह्यतस्तुतमोध्वंसंभगमभ्यंतरे
न्यसेत् ॥ सर्वांगेषुसहस्रांशुंदिग्विदि
क्षुजगंन्यसेत् ॥ १४ ॥ इतिदिग्बंधः॥

શરીરના બહારના ભાગમાં તમોધ્વંસને બેસારવા અને માંહેના ભાગમાં ભગને બેસારવા સર્વ અંગ ઉપર સહસ્રાંશુને મુકવા અને દીશાઓમાં ભગને મુકવા ॥ ૧૪॥

एषआदित्यविन्यासोदेवानामपिदुर्ल
भः ॥ इमंभक्त्यान्यसेत्पार्थसयाति

परमांगातिम् ॥ १५ ॥

એ પ્રકારે દીશાઓ બાંધવી આ જે સૂર્ય નાન્યાસ દેવતાઓને જાણવાને પણ કઠીન છે માટે જે મનુષ્ય ભક્તિ વડે કરીને ભણે છે તે મનુષ્ય ઉત્તમ ગતીને પાંમે છે ॥ ૧૫ ॥

कामक्रोधकृतात्पापान्मुच्यतेनात्र संशयः ॥ सर्पादपिनयंनैवसंग्रामेषु पथिष्वपि ॥ १६ ॥

કામ ક્રોધ અને પાપથી મુકાય છે તેમાં સં-શય નથી સર્પનો ભય લાગુ થતો નથી રણ સંગ્રામમાં શત્રુ જીતી શકતોનથી અને માર્ગમાં કશી આપત્તિ આવતી નથી ॥ ૧૬ ॥

रिपुसंघट्टकालेषुतथाचोरसमाग मे ॥ त्रिसंध्यंजपतोन्यासंमहापातक नाशनम् ॥ १७ ॥

શત્રુના ટોળામાં દુકાલમાં અને ચોર લો-
કના સમાગમમાં ત્રણવાર આ ન્યાસને ભણે છે
તો સર્વ પ્રાયશ્ચિત નાશ થાય છે ॥ ૧૭ ॥

विस्फोटकसमुत्पन्नंतीव्रज्वरसमु
द्भवम् ॥शिरोरोगंनेत्ररोगंसर्वव्याधि
विनाशनम् ॥ १८ ॥

વિસ્ફોટકનો વ્યાધિ તથા બળાત્કારી તા-
વની પીડા માથાનો રોગ આંખ્યોના રોગ અ-
ને સર્વ રોગને નાશ પમાડે છે ॥ ૧૮ ॥

कुष्टव्याधिस्तथादद्रुरोगाश्चविवि
धाश्चये ॥ जपमानस्यनश्यंतिशृणु
भक्त्यातदर्जुन ॥ १९ ॥

હે અર્જુન જપ કરનાર મનુષ્યના કોડ ત-
થા દાદર તથા બીજા જુદા પ્રકારના રોગોનો
નાશ કરનાર જે આદિત્ય -હ્રદય તેને તું ભક્તિ
વડે કરીને સાંભળ ॥ ૧૯ ॥

आदित्योमंत्रसंयुक्तआदित्योभुव
नेश्वरः ॥ आदित्यान्नापरोदेवोह्यादि
त्यः परमेश्वरः ॥ २० ॥

સર્વ ભુવનના ઈશ સૂર્ય નારાયણના મંત્રે
યુક્ત છે સૂર્યથી મોટો દેવ નથી ॥ ૨૦ ॥

आदित्यमर्चंतेब्रह्माशिवआदित्य
मर्चते ॥ यदादित्यमयंतेजोममतेज
स्तदर्जुन ॥ २१ ॥

હે અર્જુન એ આદિત્ય મારૂં તેજછે માટે
બ્રાહ્મણ અને મનુષ્યો તેનું પુજનકરેછે ॥૨૧॥

आदित्यंमंत्रसंयुक्तमादित्यंभुवने
श्वरम् ॥ आदित्यंयेप्रपश्यंतिमांपश्यं
तिनसंशय: ॥ २२ ॥

સર્વ ભુવનના ઈશ સૂર્યને મંત્રે યુક્ત જે

મનુષ્ય પુજે છે તે મારીજ પુજા કરે છે એમાં સશય નથી ॥ ૨૨ ॥

त्रिसंध्यमर्चयेत्सूर्यं स्मरेद्भक्त्यातु योनरः ॥ नसपश्यतिदारिद्र्यंजन्मजन्मनिचार्जुन ॥ २३ ॥

જે મનુષ્ય ત્રણકાલ ભક્તિવડે કરીને સૂર્યની પુજા કરે છે તથા સ્મરણ કરે છે તો હે અર્જુન તે મનુષ્ય જન્માંતરમાં દરિદ્રપણું પામતો નથી ॥ ૨૩ ॥

एतत्तेकथितंपार्थआदित्यहृदयंमया ॥ मुच्यतेसर्वपापेभ्यःसूर्यलोकेमहीयते ॥ २४ ॥

એ પ્રકારે મેં તને હે અર્જુન આદિત્ય હૃદય કહયો તે આદિત્ય હૃદય સર્વ પાપથી મુકાવી સૂર્યના લોકની ગતીને પમાડેછે ॥ ૨૪ ॥

नमोभगवतेतुभ्यमादित्यायनमो
नमः ॥ आदित्यःसवितासूर्यःखगःपू
षागभस्तिमान् ॥ २५ ॥

માટે ઐશ્વર્યવાન આદિત્ય, સવિતા, ખગ, પુષા, ગભસ્તિમાન, તમને નમસ્કાર કરૂં છું, ॥ ૨૫ ॥

सुवर्णःस्फटिकोभानुःस्फुरितोवि
श्वतापनः ॥ रविर्विश्वोमहातेजाःसु
वर्णःसुप्रबोधकः ॥ २६ ॥

સુવર્ણ સ્ફટિક ભાનુસ્ફુરિત વિશ્વતાપન રવિ વિશ્વ મહાતેજા સુવર્ણ સુબોધક ॥ ૨૬ ॥

हिरण्यगर्भस्त्रिशिरास्तपनोभास्क
रोरविः ॥ मार्तण्डोगोपतिःश्रीमान्
कृतज्ञश्चप्रतापवान् ॥ २७ ॥

હિરણ્યગર્ભ ત્રિશીર, તપન, ભાસ્કર, ર-
વિ, માર્તંડ ગોપતિ શ્રીમાન્ કૃતજ્ઞ પ્રતાપવાન
॥ ૨૭ ॥

तमिस्त्रहाभगोहंसोनासत्यश्चत
मोनुदः ॥ शुद्धोविरोचनःकेशीसह
स्त्रांशुर्महाप्रभुः ॥ २८ ॥

તમિસ્ત્રહા, ભગહંસ, નાસત્ય, તમોનુદ,
શુદ્ધ, વિરોચન, કેશી સહસ્ત્રાંશુ મહાપ્રભુ
॥ ૨૮ ॥

विवस्वान्पूषणोमृत्युर्मिहिरोजाम
दग्न्याजित् ॥ घर्मरश्मिःपतंगश्चाश
रण्योमित्रहातपः ॥ २९ ॥

વિવશ્વાન, પુષણ, મૃત્યુ, મિહિર, જામદ-
ગ્ન્ય જિત ધર્મ રશ્મિ પતંગ શારણ્ય, અમિ-
ત્રહા, તપ ॥ ૨૯ ॥

दुर्विज्ञेयगतिःशूरस्तेजोराशिर्महा
यशाः ॥ शंभुश्चित्रांगदःसौम्योहव्य
कव्यप्रदायकः ॥ ३० ॥

દુર્વિજ્ઞયગતીઃ શુર, તેજોરાશીઃ મહાયશા
શંભુ ચિત્રાંગદઃ સૌમ્યઃ હવ્ય કવ્ય પ્રદાયકઃ
॥ ૩૦ ॥

अंशुमानुत्तमोदेवऋग्यजुःसामए
वच ॥ हरिदश्वस्तमोदारःसप्तसप्ति
र्मरीचिमान् ॥ ३१ ॥

અંશુમાન ઉત્તમ દેવ, ઋગ્યજુ, સામ,
હરિદશ્વ, તમોદાર સપ્તસપ્તિ મરીચિમાન,॥ ૩૧॥

अग्निगर्भोदितेःपुत्रःशंभुस्तिमिरना
शनः ॥ पूषाविश्वंभरोमित्रःसुवर्णःसु
प्रतापवान् ॥ ३२ ॥

અગ્નિ ગર્ભ, દિતિના પુત્ર શંભુ તિમિર નાસત્ય પુષ્ટા વિશ્વંભર મિત્ર સુવર્ણ સુપ્રતાપ-વાન ॥ ૩૨ ॥

आतपीमण्डलीभास्वांस्तपनःसर्वतापनः ॥ कृतविश्वोमहातेजाःसर्वरत्नमयोद्भवः ॥ ३३ ॥

આતપી મંડલી ભાસ્વાન તપનઃ સર્વ-તાપનઃ કૃતવિશ્વઃ મહાતેજા સર્વ રત્નમયઃ ઉ-દ્ભવઃ ॥ ૩૩ ॥

अक्षरश्चाक्षरश्चैवप्रभाकरविभाकरौ ॥ चंद्रश्चंद्रांगदःसौम्योहव्यकव्यप्रदायकः ॥ ३४ ॥

અક્ષરઃ અક્ષરપ્રભાકર વિભાકર ચંદ્ર ચં-દ્રાંગદ સૌમ્ય હવ્ય કવ્ય પ્રદાયક ॥ ૩૪ ॥

अंगारकोंगदोहस्तीरक्तांगश्चांगव

र्धनः ॥ बुधोबुद्धासनोबुद्धिर्बुद्धात्मा
बुद्धिवर्धनः ॥ ३५ ॥

અંગારકઃ અંગદઃ હસ્તિ રક્તાંગઃ અંગ-
વર્ધનઃ બુદ્ધઃ બુદ્ધઆસનઃ બુદ્ધિ, બુદ્ધાત્મા
બુદ્ધિવર્ધન ॥ ૩૫ ॥

बृहद्भानुर्बृहद्भासोबृहद्धामाबृहस्पतिः
॥ शुक्लस्त्वंशुक्लरेतास्त्वंशुक्लांगःशुक्ल
भूषणः ॥ ३६ ॥

બૃહદ્ભાનુ બ્રહદ્ભાસો બ્રહદ્ધામ વૃહસ્પતિ
શુકલ શુકલરેતા શુકલાંગ શુકલભુષણ ॥ ૩૬ ॥

शनिमान्शनिरूपस्त्वंशनैर्गच्छसि
सर्वदा ॥ अनादिरादिरादित्यस्तेजो
राशिर्महातपाः ॥ ३७ ॥

શનિમાન શનિરૂપ તમે છો સર્વદા ધીમી

ગતીથી ચાલો છો અનાદિ, આદિ આદિત્ય તે જો રાશી મહાતપ ॥ ૩૭ ॥

अनादिरादिरूपस्त्वमादित्योदिक्पतिर्यमः ॥ भानुमान्भानुरूपस्त्वं स्वर्भानुर्भानुर्दीप्तिमान् ॥ ३८ ॥

અનાદી આદિરૂપ તમે છો આદિત્ય દિશાઓના પતિ, યમ તમે તો ભાનુરૂપ સ્વર્ભાનુ ભાનુ દિપ્તિમાન ॥ ૩૮ ॥

धुम्रकेतुर्महाकेतुःसर्वकेतुरनुत्तमः॥ तिमिरावरणःशंभुःस्रष्टामार्तंडएवच ॥ ३९ ॥

ધુમ્રકેતુ મહાકેતુ સર્વ કેતુ, અનુત્તમ, તિમીરાવરણ શંભુ, સૃષ્ટા માર્તંડ ॥ ૩૯ ॥

नमःपूर्वायगिरयेपश्चिमायनमोनमः ॥ नमोत्तरायागिरयेदक्षिणायन

मोनमः ॥ ४० ॥

ઉદયાચલ પર્વતને અસ્તાચલ પર્વતને ઉત્તર પર્વતને અને દક્ષિણ પર્વતને નમસ્કાર કરૂં છું ॥ ૪૦ ॥

नमोनमःसहस्त्रांशोह्यादित्यायनमोनमः ॥ नमःपद्मप्रबोधायनमस्तेद्वादशात्मने ॥ ४१ ॥

સહસ્ત્ર કીરણવાળા સૂર્યને નમસ્કાર કરૂં છું આદિત્યને નમસ્કાર કરૂં છું, પદ્મને પ્રકાશ કરનારને નમસ્કાર કરૂં છું બાર માસના આત્માને નમસ્કાર કરૂં છું ॥ ૪૧ ॥

नमोविश्वप्रबोधायनमोभ्राजिष्णुजिष्णवे ॥ ज्योतिषेचनमस्तुभ्यंज्ञानार्कायनमोनमः ॥ ४२ ॥

વીશ્વને જ્ઞાન આપનાર અને જયકારી

પ્રકાશ કરનાર અને જય આપનાર તેજ પરૂ
અને જ્ઞાનતા સૂર્ય રૂપી તમને નમસ્કાર કરૂંછું
॥ ૪૨ ॥

प्रदीप्तायप्रगल्भाययुगांतायनमो
नमः ॥ नमस्तेहोतृपतयेपृथिवीपत
येनमः ॥ ४३ ॥

અજવાળું કરનાર ઉદારતા ધરાવનાર,
યુગના પારને પામનારા યજ્ઞના પતી તથા પૃ-
થ્વીના પતી તમને નમસ્કાર કરૂં છું ॥ ૪૩ ॥

नमोंकारवषटकारसर्वयज्ञनमोस्तु
ते ॥ ऋग्वेदादियजुर्वेदसामवेदनमो
स्तुते ॥ ४४ ॥

સોનાના જેવા જેના વર્ણ છે. એવા સૂર્ય-
નારાયણને નમસ્કાર કરૂ છુ. ॥ ૪૪ ॥

नमोहाटकवर्णायभास्करायनमोन

म: ॥ जयायजयभद्रायहरिदश्वायते

नम: ॥ ४५ ॥

જય પ્રવર્ત્તાવનાર કલ્યાણમાં જય મેળવ-
નાર અને લીલા રંગના ઘોડાવાળા સૂર્યનારા-
યણને નમસ્કાર કરૂ છુ. ॥ ૪૫ ॥

दिव्यायदिव्यरूपायग्रहाणांपतये

नमः ॥ नमस्तेशुचयेनित्यंनमःकुरु

कुलात्मने ॥ ४६ ॥

પ્રકાશમાન અને પ્રકાશવાળુ જેને સ્વરૂપ
છે એવા અને ગ્રહોનાપતિ અને કૌરવ કુલના
આત્મા અને નિત્ય પવિત્ર સૂર્યનારાયણને ન-
મસ્કાર કરૂં છુ ॥ ૪૬ ॥

नमस्त्रैलोक्यनाथायभूतानांपतये

नमः ॥ नमःकैवल्यनाथायनमस्तेदि

व्यचक्षुषे ॥ ४७ ॥

ત્રણ લોકના સ્વામિ અને પ્રાણી માત્રના સ્વામિ અને મોક્ષના અધિપતિ અને તેજસ્વી તેજવાળા સૂર્યનારાયણને હમારો નમસ્કાર હો ॥ ૪૭ ॥

त्वंज्योतिस्त्वंद्युतिर्ब्रह्मात्वंविष्णुस्त्वं प्रजापतिः ॥ त्वमेवरुद्रोरुद्रात्मावायु रग्निस्त्वमेवच ॥ ४८ ॥

તેજરૂપ પ્રકાશરૂપ તમે છો તથા બ્રહ્મા વિષ્નુ પ્રજાપતિ શિવ વાયુ અગ્નિ અને શત્રુઓના વધમાં પણ કુશળ તમે છો ॥ ૪૮ ॥

योजनानांसहस्त्रेद्वेद्वेशतेद्वेचयोजने ॥ एकेननिमिषार्धेनक्रममाणनमोस्तुते ॥ ४९ ॥

એક નિમિશ માત્રમાં બે હજાર બસોને બે યોજનમાં ગતિ કરનાર તમને નમસ્કાર હો ॥ ૪૯ ॥

नवयोजनलक्षाणिसहस्त्राद्विशतानिच ॥ यावदघटीप्रमाणेनक्रममाणनमोस्तुते ॥ ५० ॥

જેટલી ઘડી ગતિ કરવાનો પ્રમાણ કાળ કલ્પેલો છે તેટલા કાળમાં ૯ નવ લાખ બે હજાર અને સો યોજન ચાલતા સૂર્યનારાયણ ને નમસ્કાર કરૂં છું ॥ ૫૦ ॥

अग्रतश्चनमस्तुभ्यंपृष्ठतश्चसदा नमः ॥ पार्श्वतश्चनमस्तुभ्यंनमस्तेचास्तुसर्वदा ॥ ५१ ॥

તમારા આગળ તથા પછવાડે તથા બંને પડખાઓને ચારે તરફ નમસ્કાર કરૂ છું ॥૫૧॥

नमःसुरारिहंत्रेचसोमसूर्याग्निचक्षुषे ॥ नमोदिव्यायव्योमायसंर्वतंत्रमयावच ॥ ५२ ॥

દેવના શત્રુને મારનાર અને ચંદ્ર સૂર્ય અને અગ્નિના નેત્રરૂપ અને સ્વર્ગ તથા આકાશમાં જેનો વાસ છે એવા અને સર્વ કારણમય તમને નમસ્કાર કરૂ છું ॥ ૫૨ ॥

नमोवेदांतवेद्यायसर्वकर्मादिसाक्षिणे ॥ नमोहरितवर्णायसुवर्णायनमोनमः ॥ ५३ ॥

વેદાંતમાં જાણવા યોગ્ય અને સર્વ કર્મના સાક્ષી અને પીળા વર્ણવાળા અને શોભિતા વર્ણવાળા તમને નમસ્કાર કરૂછું ॥૫૩ ॥

अरुणोमाघमासेतुसूर्योवैफाल्गुने तथा ॥ चैत्रमासेतुवेदांगोभानुर्वैशाखतापनः ॥ ५४ ॥

માઘ માસમાં અરૂણ ફ્રાગણમાં સૂર્ય ચૈત્રમાં વેદાંગભાનુ વૈસાખમાં તાપન ॥ ૫૪ ॥

ज्येष्ठमासेतपेदिंद्रआषाढेतपतेर
विः ॥ गभस्तिःश्रावणेमासेयमोभा
द्रपदेतथा ॥ ५५ ॥

જેઠ માસમાં ઈંદ્ર તપે છે અશાડમાં રવિ
શ્રાવણમાં ગભસ્તી ભાદરવામાં યમ ॥ ૫૫ ॥

इषेसुवर्णरेताश्चकार्तिकेचदिवाक
रः ॥ मार्गशीर्षेतपेन्मित्रःपौषेविष्णुः
सनातनः ॥ ५६ ॥

આસોમાં સુવર્ણરેતા કાર્તકમાં દીવાકર
માર્ગ શિર્ષમાં મીત્ર તપે છે અને પોસમાં સના-
તન પિષ્નુ તપે છે ॥ ૫૬ ॥

पुरुषस्त्वधिकेमासेमासाधिक्येतुक
ल्पयेत् ॥ इत्येतेद्वादशादित्यांःकाश्य
पेयाःप्रकीर्त्तिताः ॥ ५७ ॥

અને અધિકમાસ જે પુરૂષોત્તમ માસમાં પુ-
રૂપ તપે છે એ પ્રકારે કશ્યપ પ્રજાપતિના બાર
સૂર્યનાં નામ કહ્યાં ॥ ૫૭ ॥

उग्ररूपामहात्मानस्तपंतेविश्वरू-
पिणः ॥ धर्मार्थकाममोक्षाणांप्ररफुटा
हेतवोन्टप ॥ ५८ ॥

હે અર્જુન ભયાનક શરીરવાળા અને જ
ગત્ સ્વરૂપ અને નીરંતર મોટી ગતીવાળા અને
ધર્મ અર્થ કામ અને મોક્ષ તેમના હેતુ ભુત
છે ॥ ૫૮ ॥

सर्वपापहरंचैवमादित्यंसंप्रपूजये
त् ॥ एकधादशधाचैवशतधाचसह
स्रधा ॥ ५९ ॥

સર્વ પાપના નાશ કરનાર સૂર્યની એક પ્ર-
કારે દશ પ્રકારે સો પ્રકારે અને હજાર પ્રકારે
સારી પુજા કરવી ॥ ૫૯ ॥

तपंतेविश्वरूपेणसृजंतिसंहरंतिच ॥ एषविष्णुःशिवश्चैवब्रह्माचैवप्रजापतिः ॥ ६० ॥

એજ બ્રહ્મા વિષ્નુ, શીવ અને પ્રજાપતિ તે જગત્ રૂપે થઈ તપે છે પ્રગટ કરે છે ને નાશ કરે છે ॥ ૬૦ ॥

महेंद्रश्चैवकालश्चयमोवरुणएवच ॥ नक्षत्रग्रहताराणामधिपोविश्वतापनः ॥ ६१ ॥

મોટો ઈંદ્ર, કાલ યમ, વરૂણ નક્ષત્ર તારાના અધિપતિ અને જગત્ પ્રકાશક પોતેજ કરે છે ॥ ૬૧ ॥

वायुरग्निर्धनाध्यक्षोभूतकर्त्तास्वयंप्रभुः ॥ एषदेवोहिदेवानांसर्वमाप्या

यतेजगत् ॥ ६२ ॥

વાયુ અગ્નિ ધનના સ્વામિ પ્રાણીઓના ઉત્પન્ન કરનાર સર્વ દેવતાઓનો દેવ અને સર્વ જાતીનું રક્ષણ કરનાર પોતે સમર્થ છે ॥ ૬૨ ॥

एषकर्त्ताहिभूतानांसंहर्तारक्षकस्तथा ॥ एषलोकानुलोकश्चसप्तद्वीपाश्चसागराः ॥ ६३ ॥

અને તે પોતેજ સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ પાલણ અને નાશ કરનાર છે લોકા લોક તથા સાત દ્વિપ અને સાત સમુદ્રમાં પોતેજ રહેલા છે ॥ ૬૩ ॥

एषपातालसप्तस्थोदैत्यदानवराक्षसाः ॥ एषधाताविधाताचबीजंक्षेत्रंप्रजापतिः ॥ ६४ ॥

એ સાત પાતાળમાં રહેલા છે દૈત્ય દાનવ રાક્ષસ ધાતા વિધાતા બીજ ક્ષેત્ર અને પ્રજા પ-તિ રૂપ છે ॥ ૬૪॥

एषएवप्रजानित्यंसंवर्धयतिरश्मिभिः ॥ एषयज्ञःस्वधास्वाहा-ह्रीःश्रीश्चपुरुषोत्तमः ॥ ६५ ॥

અને એજ પોતાના કીર્ણો વડે કરીને પ્ર-જાને વધારે છે અને યજ્ઞ પિત્રીઓને તથા દે-વતાઓને તૃપ્ત કરનાર લક્ષ્મી લજ્જા પુરૂષોત્તમ સર્વ રૂપ પોતેજ છે ॥ ૬૫ ॥

एषभूतात्मकोदेवःसूक्ष्मोऽव्यक्तःसनातनः ॥ ईश्वरःसर्वभूतानांपरमेष्ठीप्रजापतिः ॥ ६६ ॥

. સર્વ ભુતનો આત્મા દેવ સૂક્ષ્મ . અને ની-રંતર સર્વ પ્રાણીઓનો અધિષ્ઠાતા અને પ્રજા-પતિ પણ પોતેજ છે ॥ ૬૬ ॥

कालात्मासर्वभूतात्मावेदात्माविश्व
तोमुखः ॥ जन्ममृत्युजराव्याधिसंसा
रभयनाशनः ॥ ६७ ॥

કાળનો પણ આત્મા, સર્વ મહા ભુતનો આત્મા અને જગત્‌ના મોઢા રૂપ પેતોજ છે જન્મ મૃત્યુ વૃદ્ધાવસ્થાનો રોગ અને સંસારનો ભય નાશ કરનાર છે ॥ ૬૭ ॥

दारिद्यव्यसनध्वंसीश्रीमान्देवोदि
वाकरः ॥ विकर्त्तनोविवस्वांश्चमार्त
डोभास्करोरविः ॥ ६८ ॥

દ્રારિદ્ર અને દુઃખનો કાપનાર પ્રતાપી સૂર્ય છે ઉત્પત્તિ અને પ્રકાશ કરનાર મૃર્તંડ રૂષીનો પુત્ર વિવસ્વત સૂર્ય છે ॥ ૬૮ ॥

लोकप्रकाशकःश्रीमाँल्लोकचक्षुर्ग्रहे
श्वरः ॥ लोकसाक्षीत्रिलोकेशःकर्ता

हर्त्तातमिस्रहा ॥ ६९ ॥

લોકને પ્રકાશ કરનાર અને લોકોનો અને ગ્રહોને પ્રકાશ કરનાર અને લોકનાં કર્મોને જોનાર તથા અંધકારને નાશ કરનાર ઉત્પત્તિ નાશ કરનાર પણ શોભાય માન સૂર્ય છે ॥ ૬૯ ॥

तपनस्तापनश्चैवशुचिःसप्ताश्ववाहनः ॥ गभस्तिहस्तोब्रह्मण्यःसर्वदेवनमस्कृतः ॥ ७० ॥

પ્રકાશીત અને પ્રકાશ કરનાર પવિત્ર અને સાત ઘોડાના વાહન વાળો અને બ્રાહ્મણોનો ઇષ્ટ ગભસ્તિ હસ્તી નામે સર્વ દેવતાઓ એ નમસ્કાર કરેલો પોતે છે ॥ ૭૦ ॥

आयुरारोग्यमैश्वर्यंनरानार्यश्चमंदिरे ॥ यस्यप्रसादात्संतुष्टिरादित्यहृदयंजपेत् ॥ ७१ ॥

આ પુષ્પને તથા કુશાળતા તે તથા ઐશ્વર્ય પણાને આપનાર તથા પ્રસંન રાખનાર પોતે છે વાસ્તે સ્ત્રી પુરૂષોએ પોતાના ઘરમાં નિત્ય આ-દિત્ય -હૃદયનો પાઠ કરવો ॥ ૭૧ ॥

इत्येतैर्नामभिःपार्थआदित्यंस्तौति नित्यशः ॥ प्रातरुत्थायकौंतेयतस्य रोगभयंनहि ॥७२ ॥

ઉપરનાં બધાં નામ વડે કરીને જે મનુષ્ય નિત્ય આદિત્ય સૂર્યની સવારના પોહોરમાં સ્તુતી કરે છે તો તેને રોગની પીડા હોતી નથી ॥૭૨॥

-पातकान्मुच्यतेपार्थव्याधिभ्यश्चन संशयः ॥ एकसंध्यंद्विसंध्यंवासर्वपापैः प्रमुच्यते ॥ ७३ ॥

હે અર્જુન તેથી મનુષ્ય પાપથી અને રો-

ગથી મુકાય છે એમાં શંશય નથી એક કાળ અ-
થવા બે કાળ પાઠ કરવાથી સર્વ પાપથી મુકાય
છે ॥ ૭૩ ॥

त्रिसंध्यंजपमानस्तुपश्येच्चपरमंप
दम् ॥ यदन्हात्कुरुतेपापंतदन्हात्प्र
तिमुच्यते ॥ ७४ ॥

ત્રણે કાળ પાઠ કરનાર પુરૂષ સર્વ પાપથી
મુકાય છે જે દીવસે પાપ થયું હોય તે દીવસે
પાઠ કરવાથી પાપથી મુકાય છે ॥ ૭૪ ॥

यद्रात्र्यात्कुरुतेपापंतद्रात्र्यात्प्रति
मुच्यते ॥ दद्रुस्फोटककुष्ठानिमंडला
निविषूचिका ॥ ७५ ॥

જો રાત્રીએ પાપ થયુ હોય ને પાઠ કરે તો
તે પણ પાપથી મુકાય છે, દાદર વિસ્ફોટક કોડ ઘ-
ચરકા વિકાર અને કોલેરાના રોગથી મુકાય છે
॥ ૭૫ ॥

सर्वव्याधिमहारोगाभूतबाधास्तथैवच ॥ डाकिनीशाकिनीचैवमहारोगभयंकुतः ॥ ७६ ॥

એ આદિત્ય -હૃદયના પાઠથી સર્વ પ્રકારના રોગની પીડા ડાકયણી શાકયણી અને ભુતની પીડાનો તથા મોટા રોગની ધાસ્તીતો કયાંથી હોય ॥ ૭૬ ॥

येचान्येदद्रुरोगाश्चज्वरातिसारकादयः ॥ जपमानस्यनश्यंतिजीवेच्चशरदांशतम् ॥ ७७ ॥

એ શિવાય તાવના તથા દદ્રુના ઝાડાના ઉપાધિને પાઠ કરવાથી મટાડે છે અને સો શરદરૂતુનું આયુષ્ય આપે છે ॥ ૭૭ ॥

संवत्सरेणमरणंयदातस्यध्रुवंभवेत् ॥ अशीर्षांपश्यतिछायामहोरात्रंधनं

जय ॥ ७८ ॥

હે અર્જુન જે મનુષ્યને એક વર્ષ પેહેલાં મરણનો નિશ્ચય થાય છે તે પુરૂષ રાત દીવશ પોતાની છાયાને માથા વગર જુવે છે ॥ ૭૮ ॥

यस्त्विदंपठतेभक्तयाभानोर्वारेमहात्मनः ॥ प्रातःस्नानेकृतेपार्थएकाग्रकृतमानसः ॥ ७९ ॥

જે મનુષ્ય રવિવારને દીવસે સવારમાં નાહી ધોઇને એક મન રાખી ભક્તિ યુક્ત થઇ આ પાઠ ભણે છે ॥ ૭૯ ॥

सुवर्णचक्षुर्भवतिनचांधस्तुप्रजायते ॥ पुत्रवान्धनसंपन्नोजायतेचारुजःसुखी ॥ ८० ॥

તો તેનાં નેત્ર પ્રકાશીત રહે છે અને અં- ધાપો આવતો નથી અને ધનવાન પુત્રવાન થાય

છે અને શરીરે વ્યાધિ વગરનો થઈ સુખી રહે છે ॥ ૮૦ ॥

सर्वासिद्धिमवाप्नोतिसर्वत्रविजयी
भवेत् ॥ आदित्यहृदयंपुण्यंसूर्यनाम
विभूषितम् ॥ ८१ ॥

જેમાં શોભાયમાન સૂર્યનું નામ રહેલું છે એવો આદિત્ય હૃદય મહા પવિત્ર છે તે ભણવાથી સર્વ સિદ્ધિઓને અને સર્વ ઠેકાણે જયને આપનાર છે ॥ ૮૧ ॥

श्रुत्वाचनिखिलंपार्थसर्वपापैःप्रमु
च्यते ॥ अतःपरतरंनास्तिसिद्धिका
मस्यपांडव ॥ ८२ ॥

હે અર્જુન મનકામના પુરી પાડવામાં આદિત્ય--હૃદયના જેવું બીજુ કંઈ નથી માટે તે સઘળો પાઠ સાંભળનાર સર્વ પાપથી મુકાય છે ॥ ૮૨ ॥

एतज्जपस्वकौंतेययेनश्रेयोह्यवा
प्स्यसि ॥ आदित्यहृदयंनित्यंयःपठे
त्सुसमाहितः ॥ ८३ ॥

માટે હે મીત્ર તે આદિત્ય -હૃદયને જપ્યાથી
તું કલ્યાણ પામીશ જે મનુષ્ય રૂડે પ્રકારે તેનું
સેવન કરે છે ॥ ૮૩ ॥

भ्रूणहामुच्यतेपापात्कृतघ्नोब्रह्मघा
तकः ॥ गोघ्नःसुरापोदुर्न्नोजीदुष्प्रति
ग्रहकारकः ॥ ८४ ॥

તો બાળહત્યા બ્રહ્મહત્યા ગૌહત્યા તથા મ-
દીરા પાન તથા માંસ ભોજન અને ન લેવાનું
દાન લીધાના પાપથી પણ મુકાય છે ॥ ૮૪ ॥

पातकानिचसर्वाणिदहत्येवनसंश
यः ॥ यइदंश्रृणुयान्नित्यंजपेद्वापिस
माहितः ॥ ८५ ॥

જે મનુષ્ય આ પ્રકારે સાંભળીને રૂડે પ્રકારે પાઠ કરે છે તો તેનાં સઘળાં પાપ બળીજાય છે ॥ ૮૫ ॥

सर्वपापविशुद्धात्मासूर्यलोकेमहीयते ॥ अपुत्रोलभतेपुत्रान्निर्धनोधनमाप्नुयात् ॥ ८६ ॥

સર્વ પાપથી શુદ્ધિથઈ સૂર્ય લોકને પામે છે પુત્ર વગરનો પુત્ર પામે છે નિર્ધન હોયતો ધન પામે છે ॥ ૮૬ ॥

कुरोगीमुच्यतेरोगाद्भक्त्यायःपठते सदा ॥ यस्त्वादित्यदिनेपार्थनाभिमात्रजलेस्थितः ॥ ८७ ॥

રોગી હોય તો રોગથી મુકાય છે જો ભક્તિવડે કરીને નીરંતર પાઠ કરેતો જે મનુષ્ય રવિવારને દીવસ ડુંટીસુધી જળમાં રહી ॥ ૮૭ ॥

उदयाचलमारूढंभास्करंप्रणतस्थि
तः ॥ जपतेमानवोभक्त्याशृणुयाद्वा
पिभक्तितः ॥ ८८ ॥

ઉદયાચળ પર્વત ઉપર રહેલા સૂર્યનારાયણને ભક્તી થકી નમસ્કાર કરે છે અને પાઠ કરે છે અથવા સાંભળે છે તો ॥ ૮૮ ॥

सयातिपरमंस्थानंयत्रदेवोदिवा
करः ॥ अमित्रदमनंपार्थयदाकर्तुंस
मारभेत् ॥ ८९ ॥

જ્યાં સૂર્ય નારાયણ છે તે લોકની ગતી પામે છે જ્યારે શત્રુને પીડા કરવી હોય ॥ ૮૯॥

तदाप्रतिकृतिंकृत्वाशत्रोश्चरणपां
सुभिः॥ आक्रम्यवामपादेनआदित्य
हृदयंजपेत ॥ ९० ॥

ત્યારે શત્રુના પગની રજવડે પ્રતિમા કરી તેને ડાબે પગે ડબાવી આદિત્ય -હૃદયનો પાઠ કરવો ॥ ૯૦ ॥

एतन्मंत्रंसमाहूयसर्वसिद्धिकरंपरम् ॥ ॐ ओ -ह्रींहिमालीढंस्वाहा ॥ ॐ ओ -ह्रींनिलीढंस्वाहा ॐ ओ -ह्रींमालीढंस्वाहा ॥ इतिमंत्र ॥ ॥ त्रिभिश्चरोगीभवतिज्वरीभवतिपंचभिः ॥ जपैस्तुसप्तभिः पार्थराक्षसींतनुमाविशत् ॥ ९१ ॥

સર્વ સિદ્ધિને આપનાર આ મંત્રનો જપ કરવા ૐ હ્રિંહિમાલીઢં સ્વાહા ૐ હિઁ નિલીઢં સ્વાહા ૐ--હીં માલીઢં સ્વાહા એ મંત્ર છે ॥ ત્રણવાર જપવાથી રોગી થાય છે પાંચવાર જપવાથી તાવ વાળો થાય છે અને સાત વાર

જપવાથી રાક્ષસી દેહને પાંમે છે ॥ ૯૧ ॥

राक्षसेनाभिभूतस्यविकारान्शृणु पांडव ॥ गीयतेन्नृत्यतेनग्नआस्फोटयतिधावति ॥ ९२ ॥

રાક્ષસેપરાભવ પમાડેલા મનુષ્યના વિકારને હે અર્જુન સાંભળ, તે મનુષ્ય નાગો થઇને ગાય, નાચે, ટાબોટા વગાડે અને દોડે છે ॥ ૯૨ ॥

शिवारुतंचकुरुतेहसतेक्रंदतेपुनः॥ एवंसंपीड्यतेपार्थयद्यपिस्यान्महेश्वरः ॥ ९३ ॥

શીયાળની પેઠે રૂવે છે હસે છે બુમ પાડે છે હે અર્જુન ગમેતેવા ઐશ્વર્યવાળો હોય તોપણ આવી પીડા પામે છે ॥ ૯૩ ॥

किंपुनर्मानुषःकश्चिच्छौचाचारविवर्जितः ॥ पीड्यतेचनसंदेहोज्वरो

भवतिदारुण: ॥ १४ ॥

તો કોઇક મનુષ્યતો આચાર વિચાર વગરનો થાય એમાં શી નવાઇ, મહા દારૂણ તાવની પીડાથી પણ દુ:ખ પામે છે ॥ ૯૪ ॥

यदाचानुग्रहंतस्यकर्तुमिच्छेच्छुभं करम् ॥ तदासलिलमादायजपेन्मंत्र मिमंबुध: ॥ १५ ॥

જ્યારે તેને તે પીડાથી મુકાવવો હોય ત્યારે પાણી લેઈ આ મંત્ર ભણવો ॥૯૫ ॥

नमोभगवतेतुभ्यमादित्यायनमोनम: ॥ जयायजयभद्रायहरिदश्वायते नम: ॥ १६ ॥

ઐશ્વર્ય સત્તા વાળા અને જયકારી તથા કલ્યાણમાં જય પ્રવર્ત્તાવનાર અને લીલા ઘોડા વાળા સૂર્ય નારાયણને હું નમસ્કાર કરૂછું ॥૯૬॥

स्नापयेत्तेनमंत्रेणशुनंनवतिनान्यथा ॥ अन्यथाचभवेद्दोषोनश्यतेनात्र संशयः ॥ ९७ ॥

આ મંત્ર વડે કરીને પેલી પ્રતિમાને નવરાવવી તો સારૂં થાય જો આ પ્રકારે ન કરે અને બીજો પ્રકાર કરેતો પીડા પામી તે નાશ પામે એમાં સંશય નથી. ॥ ૯૭ ॥

अतस्तेनिखिलःप्रोक्तःपूजांचैवनिबोधमे ॥ उपलिप्तेशुचौदेशेनियतो वाग्यतःशुचिः ॥ ९८ ॥

એટલા વાસ્તે હું તને પુજાનો વિધી બતાવું છું તે તું સાંભળ પવિત્રભૂમીને લીંપીને પોતે નીયમ ધારણ કરી મૌન પણું રાખી પવિત્રતા પાળીને ॥ ૯૮ ॥

वृत्तंवाचतुरस्रंवालिप्तभूमौलिखे

च्छुचिः ॥ त्रिधातत्रालिखेत्पद्ममष्टप
त्रंसकर्णिकम् ॥ ९९ ॥

ગોળ અથવા ચોખંડુ મંડળ લીપેલી જમીનમાં પુરવું પછી મધ્યે ત્રણ પ્રકારે આઠ પાંખડીયો એ યુક્ત કમળ કાઢવું ॥ ૯૯ ॥

अष्टपत्रंलिखेत्पद्मंगोमयालिप्तमंड
ले ॥ पूर्वपत्रेलिखेत्सूर्यमाग्नेय्यांतुर
विंन्यसेत् ॥ १००

ગાયના છાંણ વડે કરી લીપેલા મંડળમાં અષ્ટદળ કાઢી પૂર્વની પાંખડીમાં સૂર્યને સ્થાપન કરવા અગ્નિકોણમાં રવિને ॥ ૧૦૦ ॥

याम्यायांचविवस्वंतंनैऋत्यांतुभ
गंन्यसेत् ॥ प्रतीच्यांवरुणंविद्याद्वा
यव्यांमित्रमेवच ॥ १ ॥

દક્ષિણમાં વિવસ્વાન્ નૈરૂત્યમાં ભગનું સ્થા

પન કરવું પાશ્ચમમાં વરૂણને અને વાભ્યમાં મિત્રનું સ્થાપન કકવું ॥ १ ॥

आदित्यमुत्तरेपत्रेईशान्यांविष्णुमेवच ॥ मध्येतुभास्करंविद्यात्क्रमेणैवंसमर्चयेत् ॥ २ ॥

ઉત્તરમાં આદિત્યનું ઇશાનમાં વિષ્નુ નું અને મધ્યમાં ભાસ્કરનું સ્થાપન કરી એજ પ્રકારે અનુક્રમે પુજા કરવી ॥ ૨ ॥

अतःपरतरंनास्तिसिद्धिकामस्यपांडव ॥ महातेजःसमुद्यंतंप्रणमेत्सकृतांजलिः ॥ ३ ॥

હે અર્જુન સિદ્ધિ પાંમવાને માટે એથી શ્રેષ્ટ બીજો ઉપાય નથી મહા તેજસ્વીને ઉદય પામતા સૂર્યને હાથ જોડીને પગે લાગવું ॥ ૩ ॥

सकेसराणिपद्मानिकरवीराणिचा

र्जुन ॥ तिलतंडुलयुक्तानिकुशगंधो
दकेनच ॥ ४ ॥

કેસરે સહીત કમળ તથા કરેણુનાં ફુલ તથા હે અર્જુન તલ ચોખા દાભ ચંદન અને જળ વડે કરીને ॥ ૪ ॥

रक्तचंदनमिश्राणिकृत्वावैताम्रभा
जने ॥ धृत्वाशिरसितत्पात्रंजानुभ्यां
धरणींस्पर्शेत् ॥ ५ ॥

તેમાં રાતુ ચંદન મેળવી તાંબાના અરગી-યામાં તે જળ લેઈને પોતાના બે ઢીચણને ભોં-ય ઉપર અડકાડી અર્ઘપાત્ર માથા સુધી લા-વીને ॥ ૫ ॥

मंत्रपूतंगुडाकेशचार्घ्यंदद्याद्भस्त
ये ॥ सायुधंसरथंचैवसूर्यमावाहया
म्यहम् ॥ ६ ॥

હે અર્જુન મંત્રવડે કરીને પવિત્ર કરેલો અર્ઘ સૂર્યનારાયણને આપવો અને આયુદ્ધ અને રથે યુક્ત સૂર્યનું આવાહન કરવું ॥ ૬ ॥

स्वागतोभव ॥ सुप्रातिष्ठितोभव ॥ सन्निधोभव ॥ सान्निहितोभव ॥ संमुखोभव ॥ इतिपंचमुद्राः ॥ ॥ स्फुटयित्वार्हयेत्सूर्यंभुक्तिमुक्तिलभेन्नरः ॥ ७ ॥

રૂડે પ્રકારે પધારો રૂડે પ્રકારે રહો ॥ મારી પાસે રહો ॥ મારા સામું જુવો ॥ મારા સાંમા રહો ॥ ૫ ॥ આવી રીતે પાંચ પ્રકારે સ્થાપન કરી સૂર્યની પુજાકરે છેતો મનુષ્યભોગ અને મુક્તિ બંનેને પામે છે ॥ ૭ ॥

ॐ श्रींविद्यांकिलिकिलिकटकेष्टसर्वार्थसाधनायस्वाहा ॥ ओंश्रीं ह्रीं हः

हंसः सूर्यायनमःस्वाहा ॥ ओंश्रींह्रां ह्रींह्रूंह्रैंह्रौंह्रः सूर्यमुर्तयेस्वाहा ॥ ओं श्रींह्रींखंखः लोकायसर्वमूर्तयेस्वाहा ॥ ओंह्रूंमार्तंडायस्वाहा ॥ नमोस्तु सूर्यायसहस्रज्ञानवेनमोस्तुवैश्वानर जातवेदसे ॥ त्वमेवचार्घ्यंप्रतिगृण्ह देवदेवाधिदेवायनमोनमस्ते ॥ ८ ॥

ॐ श्रींविद्येति સર્વ ક્લેશના કાપનાર અને સર્વ અર્થનું સાધન કરનાર સૂર્યનારાયણને લક્ષ્મી અને વિદ્યા અર્પણ કરૂંછું. ॐ श्रींह्रीं इति ॥ સૂર્યને નમસ્કાર અર્પણ કરૂ છું ॥ ॐ श्रींह्रां સૂર્ય મુર્તિને આકૃતિ આપુ છું ॐ श्रीं-हांइति આ બીજવડે સૂર્યની પ્રતિમાને દાનકરી નમસ્કાર કરૂ છું ॥ ॐ श्रीहिँ इति લોક સ્વરૂપ સૂર્યની પ્રતિમાને નમસ્કાર કરૂં છું ॐ ह्रूँ માર્તંડ

મુનિના પુત્રને બળીદાન આપુ છું ॥ ૮ ॥

नमोभगवतेतुभ्यंनमस्तेजातवेद से ॥ दत्तमर्घ्यंमयाज्ञानोत्वंगृहाणनमोस्तुते ॥ ९ ॥

હજાર પ્રકારે પ્રકાશ કરનાર અગ્નિના સરખા કાંતીમાન અને વેદને પ્રકાશ કરનાર હે દેવના પણ દેવ તમે મારા અર્ઘને ગ્રહણ કરો હું તમને નમસ્કાર કરૂ છું ॥ ૯ ॥

एहिसूर्यसहस्त्रांशोतेजोराशेजगत्पते ॥ अनुकंपयमांदेवगृहाणार्घ्यं नमोस्तुते ॥ १०. ॥

હે સહસ્ત્ર કીરણોવાળા અને તેજના સમૂહ અને જગત્‌ના પતિ મારા ઉપર દયાલાવી મારા અર્ઘને અંગીકાર કરો, હું તમને નમસ્કાર કરૂ છું ॥ ૧૦ ॥

नमोऽभगवतेतुभ्यंनमस्तेजातवेद
सेममेदमर्घ्यंगृण्णत्वंदेवदेवनमोस्तु
ते ॥ ११ ॥

ઐશ્વર્યવાન વેદ સ્વરૂપ હે દેવ મારા અર્ઘને ગ્રહણ કરો ને તમને નમસ્કાર રહો ॥ ૧૧ ॥

सर्वदेवाधिदेवायआधिव्याधिविना
शिने ॥ इदंगृहाणमेदेवसर्वव्याधि
र्विनश्यतु ॥ १२ ॥

સર્વ દેવના દેવ અને સર્વ દુઃખ અને રાગના નાશ કરનાર હે સૂર્ય આ અર્ઘ અંગીકાર કરી મારા રોગને નાશકરો ॥ ૧૨ ॥

नमः सूर्यायशांतायसर्वरोगाविना
शिने ॥ ममेप्सितंफलंदत्वाप्रसीदप
रमेश्वर ॥ १३ ॥

શાંત સ્વરૂપી ને સર્વરોગ નાશક મને ઈ-
ચ્છિત ફળ આપીને પ્રસંનરહો ॥ ૧૩ ॥

ॐनमोभगवतेसूर्यायस्वाहा॥ॐ
शिवायस्वाहा ॥ ॐ सर्वात्मनेसूर्या
यनमःस्वाहा ॥ ॐ अक्षय्यतेजसेन
मःस्वाहा ॥ सर्वसंकष्टदारिद्रंशत्रुंना
शयनाशय ॥ सर्वलोकेषुविश्वात्मास
र्वात्मासर्वदर्शकः ॥ १४ ॥

ઐશ્વર્ય સત્તાવાળા સૂર્યને અર્પણ કરી ન-
મસ્કાર કરૂં છું શિવને અર્પણ કરૂં છું સર્વના
આત્મા સૂર્યને અર્પણ કરૂં છું જેના તેજનો નાશ
નથી એવાને અર્પણ કરૂં છું ॥ સર્વ દુઃખ દળ-
દર અને શત્રુ તેનો નાશકરો નાશકરો સર્વ લો-
કના આત્મા સર્વના જોનાર તમે છો ॥ ૧૪ ॥

नमोभगवतेसूर्यकुष्ठरोगान्विखंड

य॥ आयुरारोग्यमैश्वर्यंदेहिदेवनमो
स्तुते ॥ १५ ॥

હે દેવ ઐશ્વર્યતાવાળા સૂર્યને નમસ્કાર
કરૂં છું તમે કોડ રોગને મટાડો અને આયુષ્ય
કુશળતા ઐશ્વર્ય આપો હું તમને નમસ્કાર કરૂં
છું ॥ ૧૫ ॥

नमोभगवतेतुभ्यमादित्यायनमो
नमः ॥ ओँ अक्षय्यतेजसेनमः ॥
ओँ सूर्यायनमः ॥ ओँ विश्वमूर्तयेन
मः ॥ ॥ आदित्यंचाशिवंविद्याच्छि
वमादित्यरूपिणम् ॥ उभयोरंतरंना
स्तिआदित्यस्यशिवस्यच ॥ १६ ॥

ભગવાન આદિત્યને નમસ્કાર કરૂં છું ॥
અક્ષયી તેજવાળાને નમસ્કાર કરૂં છું ॥ સૂર્યને
વિશ્વ મુર્ત્તિને નમસ્કાર કરૂં છું ॥ આદિત્યને

શીવ જાણવાંને શીવને આદિત્ય રૂપે જાણવા આદિત્ય અને શિવ એ બેમાં લગાર અંતર નથી ॥ ૧૬ ॥

एतादिच्छाम्यहंश्रोतुंपुरुषोवैदिवाकरः ॥ उदयेब्रह्मणोरूपंमध्यान्हेतुमहेश्वरः ॥ १७ ॥

એવા પુરૂષરૂપ અને દિવસને પ્રકાશ કરનાર સર્યૂને સાંભળવા ઇચ્છું છું તે સૂર્ય ઉદય કાળે બ્રહ્માને રૂપે છે અને મધ્યાન્હે શીવનું સ્વરૂપ છે. ॥ ૧૭ ॥

अस्तमानेस्वयंविष्णुस्त्रिमूर्तिश्चदिवाकरः ॥ नमोभगवतेतुभ्यंविष्णवेप्रभंविष्णवे ॥ १८ ॥

અને અસ્ત પામતાં વિષ્નુ સ્વરૂપે રહે છે એવા પ્રકાશમાન અને ઐશ્વર્યવાળા સૂર્યને નમસ્કાર કરૂં છું ॥ ૧૮ ॥

ममेदमर्घ्यंप्रतिगृह्णदेवदेवाधिदेवा
यनमोनमस्ते ॥ श्रीसूर्यायसांगायस
परिवारायश्रीसूर्यनारायणायेदमर्घ्यं
मू ॥ १९ ॥

હે દેવ મારો આ અર્ઘ્ય તેને ગ્રહણ કરો દે-
વના દેવને નમસ્કાર કરૂં છું એમ કહી પરિ-
વાર અને પાર્શદોએ સહીત સૂર્ય નારાયણને
આ અર્ઘ આપુ છું ॥ ૧૯ ॥

हिमघ्नायतमोघ्नायरक्षोघ्नायचतेन
मः ॥ कृतघ्नघ्नायसत्यायतस्मैसूर्या
त्मनेनमः ॥ २० ॥

ટાઢને નાશ કરનાર તથા ક્રોધને નાશ ક-
રનાર રાક્ષસોનો નાશ કરનાર વિશ્વાસ ઘાતીને
હણનાર સત્ય સ્વરૂપી. સૂર્ય આત્માને નમસ્કાર
કરૂં છું ॥ ૨૦ ॥

जयोजयश्चविजयोजितप्राणोजित
श्रमः ॥ मनोजवोजितक्रोधोवाजि
नःसप्तकीर्तिताः ॥ २१ ॥

જયો ૧ જય ૨ વિજય ૩ જિતપ્રાણ ૪ જિતશ્રમ ૫ મનોજય ૬ જિતક્રોધ ૭ આ સાત ઘોડાવાળા ॥ ૨૧ ॥

हरितहयरथंदिवाकरंकनकमयांबु
जरेणुपिंजरम् ॥ प्रतिदिनमुदयंनवं
शरणमुपामिहिरण्यरेतसम् ॥ २२ ॥

લીલા ઘોડાવાળો અને દિવસના કરનાર અને સૂવર્ણ પ્રચુર કમળની રજના સરખો પીળો રથ જેને છે એવા અને સોનાના સરખી કાંતીવાળા અને નિત્યે ઉદય કાળે નવીન એવા સૂર્યને શરણે આવેલો છું ॥ ૨૨ ॥

नतंव्यालाःप्रबाधंतेनव्याधिभ्योन

यंभवेत् ॥ ननागेभ्योभयंचैवनभूत
भयंक्कचित् ॥ २३ ॥

આવી રીતની સ્તુતી કરનારને સર્પની· રોગની નાગની અને ભુતની પીડાને ભય કદી હોતો નથી ॥ ૨૩ ॥

अग्निशत्रुभयंनास्तिपार्थिवेभ्यस्त
थैवच ॥ दुर्गातिंतरतेघोरांप्रजांचल
भतेपशून् ॥ २४ ॥

અગ્નિનો શત્રુનો અને રાજા થકી કશો ભ-ય હોતો નથી નારકી ગતીથી ઉગરે છે અને પ્રજાની તેમજ પશુની પ્રાપ્તી થાય છે. ॥ ૨૪॥

सिद्धिकामोलभेत्सिद्धिंकन्याकाम
स्तुकन्यकाम् ॥ एतत्पठेत्सकौंतेयभ
क्तियुक्तेनचेतसा ॥ २५ ॥

સિદ્ધિની ઇચ્છાથી ભણે તો સિદ્ધિ મળે કન્યાની ઇચ્છાથી ભણે તો કન્યા મળે પુત્રની ઇચ્છાથી ભણે તો પુત્ર મળે જો ભક્તિ યુક્ત ચિત્ત રાખીને ભણે તો ॥ ૨૫ ॥

अश्वमेघसहस्रस्यवाजपेयशतस्य च ॥कन्याकोटिसहस्रस्यदत्तस्यफल माप्नुयात् ॥ २६ ॥

હજાર અશ્વમેધ યજ્ઞ કરે તથા સો જપ યજ્ઞ કરે અને કોટી કન્યા દાન આપવાથી જેટલું પુન્ય થાય તેટલું આદિત્ય -હૃદયના પાઠથી થાય છે ॥ ૨૬ ॥

इदमादित्यहृदयंयोधितेसततंन रः ॥ सर्वपापविशुद्धात्मासूर्यलोकेम हीयते ॥ २७ ॥

સર્વ પાપથી રહિત જેનો આત્મા છે એ-વો જે મનુષ્ય નિત્ય આદિત્ય -હૃદયનો પાઠ

કરે છે તો તે સૂર્ય લોકમાં રહે છે ॥ ૨૭ ॥

नास्त्यादित्यसमोदेवोनास्त्यादि
त्यसमागातिः ॥ प्रत्यक्षोभगवानूवि.
ष्णुर्येनविश्वंप्रातिष्ठितम् ॥ २८ ॥

સૂર્યના સરખો બીજો દેવ નથી અને સૂર્ય ના સરખી ગતી નથી જેનાથી આ વિશ્વ રહેલો છે એવી પ્રત્યક્ષ સત્તાવાન વિષ્નું પોતે છે. ॥ ૨૮ ॥

नवतियोंजनंलक्षंसहस्राणिशता
निच ॥ यावद्वटिप्रमाणेनतावच्चरति
भास्करः ॥ २९ ॥

નવલાખ એક હજાર અને સોયોજન ચાલવાનું પ્રમાણ જેટલી ઘડીમાં હોય છે તેટલી ઘડીમાં સૂર્ય ગતી કરે છે ॥ ૨૯ ॥

गवांशतसहस्रस्यसम्यगदत्तस्य

यत्फलम् ॥ तत्फलंलभतेविद्वान्शां
तात्मास्तौतियोरविम् ॥ ३० ॥

જે મનુષ્ય પોતાના આત્માને શાંત રાખી સૂર્યની સ્તુતી કરે છે તો પુજા વીધીવડે કરીને આપેલી સો ગાયોના ફળ જેટલા પુણ્યને ભોગવે છે ॥ ૩૦ ॥

योधीतेसूर्यहृदयंसकलंसफलंभवे
त् ॥ अष्टानांब्राह्मणानांचलेखयित्वा
समर्पयेत् ॥ ३१ ॥

ब्रह्मलोकेऋषीणांचजायतेमानुषो
पिवा ॥ जातिस्मरत्वमाप्नोतिशुद्धा
त्मानात्रसंशयः ॥ ३२ ॥

જે મનુષ્ય આદિત્ય -હૃદયનો પાઠ કરે છે તો તેનો જન્મ સફળ થાય છે અને રૂડે પ-

કારે આઠ બ્રાહ્મણોની પુજા કરી તે પુસ્તકનું દાન આપે છે ॥ ૩૧ ॥

તો બ્રહ્મલોકની અથવા ઋષિલોકની ગતીને પામે છે અથવા મનુષ્યલોકની ગતીને પામે છે તો શુદ્ધ ભાવવાળો છતાં જાતીના સ્મરણપણાને પામે છે એમાં સંશય નથી ॥ ૩૨ ॥

अजायलोकत्रयपावनायभूतात्मनेगोपतयेवृषाय ॥ सूर्यायसर्वप्रलयांतकायनमोमहाकारुणिकोत्तमाय ॥ ॥ ३३ ॥

विवस्वतेज्ञानभृतांतरात्मनेजगप्रदीपायजगद्धितैषिणे ॥ स्वयंभुवेदीप्तसहस्रचक्षुषेसुरोत्तमायामिततेजसेनमः ॥ ३४ ॥

જન્મવગરના ત્રણ લોકને પવિત્ર કરનાર

પ્રાણીઓના આત્મા આકાશના સ્વામી ધર્મના નિવાસરૂપ સર્વના પ્રલય કરનાર સદા દયાલુ ઉત્તમ ॥ ૩૩ ॥

વિવસ્વાન જ્ઞાનવાળાઓના અંતરાત્મા જગતને દીપાવનાર જગતના હિતેચ્છુ પોતાની મેળે પ્રગટ થનાર પ્રકાશમાન હજાર નેત્રવાળા દેવતાઓમાં ઉત્તમ જેના તેજનુ પ્રમાણ નથી એવાને નમસ્કાર કરૂં છું ॥ ૩૪ ॥

सुरैरनेकैः परिसेविताय हिरण्यगर्भाय हिरण्मयाय ॥ महात्मने मोक्षपदाय नित्यं नमोऽस्तु ते वासरकारणाय ॥ ३५ ॥

અનેક દેવતાઓએ પુજેલા અને જેના ગર્ભમાં માયારૂપે જગત રહેલું છે એવા અને સુવર્ણમય મહાત્મા મોક્ષ સ્થાનના અધિપતી અને દીવસ કરનારને જે સૂર્ય તેને હું નમસ્કાર કરૂં છું ॥ ૩૫ ॥

आदित्यश्चार्चितोदेवआदित्यःप
रमंपदम् ॥ आदित्योमातृकोभूत्वा
आदित्योवाङ्मयंजगत् ॥ ३६ ॥

પુજેલો દેવ સૂર્ય છે અને સૂર્યનું સ્થાન મોટું છે અને તે સૂર્ય માતારૂપ તથા વાણી અને જગતરૂપ છે ॥ ૩૬ ॥

आदित्यंपश्यतेभक्त्यामांपश्यति
ध्रुवंनरः ॥ नादित्यंपश्यतेभक्त्यान
सपश्यंतिमांनरः ॥ ३७ ॥

જે મનુષ્ય ભક્તિથી સૂર્યને પુજે છે તે મને જાણે છે અને જે સૂર્યને ભક્તિવડે નથી જાણતો તે મનુષ્ય મને પણ જાણતો નથી ॥ ૩૭ ॥

त्रिगुणंचत्रितत्वंचत्रयोदेवास्त्रयो
ग्नयः ॥ त्रयाणांचत्रिमूर्तिस्त्वंतुरीय

स्त्वंनमोस्तुते ॥ ३८॥

ત્રણગુણવાળા ત્રણતત્વવાળા ત્રણ દેવમય ત્રણ અગ્નિમય ત્રણની મધ્યે ત્રણ મૂર્તિરૂપ અને તુર્યારૂપ પણ તમેછો માટે તમને નમસ્કાર કરૂં છું ॥ ૩૮ ॥

नम·सवित्रेजगदेकचक्षुषेजगतप्रसूतिस्थितिनाशहेतवे ॥ त्रयीमयायत्रिगुणात्मधारिणेविरंचिनारायणशंकरात्मने ॥ ३९ ॥

સવિતા એવા જગતના એક એજ નેત્રરૂપ જગતની ઉત્પતિ સ્થિતિ અને લયના હેતુ ત્રણ ગુણમય ત્રણ ગુણના આત્મા બ્રહ્મા વિષ્નુ અને શીવરૂપ તમને નમસ્કાર કરૂંછું ॥ ૩૯॥

यस्योदयेनेहजगत्प्रबद्धतेप्रवर्ततेचाखिलकर्मसिद्धये ॥ ब्रह्मेंद्रनाराय

णरुद्रवंदितःसनः सदायच्छतुमंगलं
रविः ॥ ४० ॥

જેના ઉદયથી આ જગત્ સર્વ કામ કરવાનો સમય જાણી પ્રવર્તે છે. બ્રહ્મા રૂદ્ર અનેં વિષ્નુએ નમસ્કાર કરેલા એવા હે સૂર્ય તમે અમને નિરંતર આનંદ આપો. ॥ ૪૦ ॥

नमोस्तुसूर्यायसहस्त्ररश्मयेसहस्त्रशाखान्वितसंभवात्मने ॥ सहस्त्र
योगोद्भवभावभागिनेसहस्त्रसंख्यायुगधारिणेनमः ॥ ४१ ॥

હજાર કીરણવાળા અને હજાર શાખાઓએ યુક્ત ઉત્પત્તિના આત્મા હજાર યોગની ઉત્પન્ન થતી શ્રદ્ધાના ભાગવાળા હજાર સંખ્યાવાળા યુગને ધારણ કરનારા તમને નમસ્કાર કરૂં છું. ॥ ૪૧ ॥

यन्मंडलंदीप्तिकरंविशालंरत्नप्र

भंतीव्रमनादिरुपं ॥ दारिद्यदुःखक्षय कारणंचपुनातुमांतत्सवितुर्वरेण्यम् ॥ ॥ ४२ ॥

જેનું મંડળ પ્રકાશમાન વિસ્તારવાળુ રત્ન સરખી કાંત્તિવાળુ વેગવાળુ અને નાશ વગરનું દરિદ્રતાને અને દુઃખને નાશ કરનારૂ જે સૂર્યના તેજથી શોભાયમાન એવું મંડળ મને સદા પવિત્ર કરો. ॥ ૪૨ ॥

यन्मंडलंदेवगणैः सुपूजितंविप्रैः स्तुतंभावनमुक्तिकोविदम् ॥ तंदेवदेवंप्रणमामिसूर्यंपुनातुमांतत्सवितुर्वरेण्यम् ॥ ४३ ॥

જેનું મંડળ દેવતાઓએ પુજેલું છે અને બ્રાહ્મણોએ સ્તુતિ કરે લું છે ભક્તિ કરનારને મુક્તિ આપનાર એવા દેવના દેવ સુર્યને નમ-

સ્કાર કરૂં છું અને સૂર્યના તેજથી પ્રકાશીત
મંડળ મને સદા પવિત્ર કરો. ॥ ૪૩ ॥

यन्मंडलंज्ञानमयंत्वगम्यंत्रैलोक्य
पूज्यंत्रिगुणात्मरूपम् ॥समस्ततेजो
मयदिव्यरूपंपुनातुमांतत्सवितुर्वरे-
ण्यम् ॥ ४४ ॥

જેનું મંડળ જ્ઞાનમય કોઈના જાણવામાં
ન આવે તેવું ત્રણ લોકે પુજેલું સમસ્ત તેજ-
રૂપ અને કીરણોથી પ્રકાશીત એવું સૂર્ય મંડળ
મને સદા પવિત્ર કરો. ॥ ૪૪ ॥

यन्मंडलंगूढमतिप्रबोधंधर्मस्यवृ
द्धिंकुरुतेजनानाम् ॥ तत्सर्वपापक्षय
कारणंचपुनातुमांतत्सवितुर्वरेण्यम्
॥ ४५ ॥

જેનું મંડળ મુર્ખને બુદ્ધિ આપનાર છે

ધર્મની વૃદ્ધિ કરનાર છે અને મનુષ્યના સર્વ પાપને નાશ કરનાર છે એવું સૂર્યના તેજથી પ્રકાશીત મંડળ મને સદા પવિત્ર કરો. ॥૪૫॥

यन्मंडलंव्याधिविनाशदक्षंयदृग्यजुःसामसुसंप्रगीतम् ॥ प्रकाशितंयेनचभुर्भुवःस्वःपुनातुमांतत्सावितुर्वरेण्यम् ॥ ४६ ॥

જેનું મંડળ રોગને નાશ કરનાર સ્વભાવવાળુ છે તથા રૂગ્, યજુ, અને સામ વેદે ગાએલું છે ભુર્લોક ભુવર્લોક અને સ્વર્લોકને પ્રકાશ કરનારૂ સૂર્યનુ માહા તેજસ્વી મંડળ મને પવિત્ર કરો. ॥ ૪૬ ॥

यन्मंडलंवेदविदोवदंतिगायंतियच्चारणासिद्धसंघाः ॥ यद्योगिनोयोगजुषांचसंघाःपुनातुमांतत्सवितुर्वरेण्यम् ॥ ४७ ॥

જેના મંડળને વેદવક્તાઓ કહે છે અને ચારણ અને સિદ્ધ લોકનાં યુથ ગાય છે જે મંડળને યોગાભ્યાસી યોગીયોનાં યુથ સેવછે એવું સૂર્યનું તેજસ્વી મંડળ મને પવિત્ર કરો. ॥ ૪૭ ॥

यन्मंडलंसर्वजनेषुपूजितंज्योतिश्चकुर्यादिहमर्त्यलोके ॥ यत्कालकालादिमनादिरूपंपुनातुमांतत्सवितुर्वरेण्यम् ॥ ४८ ॥

જે મંડળને મૃત્યુ લોકમાં પુજેલુ છે તથા કાળનાકાળરૂપ અને આદિરૂપ એવું તે સૂર્યનું તેજસ્વી મંડળ મને સદા પવિત્ર કરો. ॥ ૪૮ ॥

यन्मंडलंविष्णुचतुर्मुखाख्यंयदक्षरंपापहरंजनानां॥ यत्कालकल्पक्षय

कारणंचपुनातुमांतत्सवितुर्वरेण्यम्॥

॥ ४९ ॥

જે મંડળને વિષ્નુ લોક બ્રહ્મલોક અથવા મનુષ્યના પાપને નાશ કરનાર અક્ષર એ નામ આપેલું છે જ્યાં આગળ કાળ અને યુગના સ-સમુદ્રનો નાશ છે એવું સૂર્યનુ તેજસ્વી મંડળ મને સદા પવિત્ર કરો. ॥ ૪૯ ॥

यन्मंडलंविश्वसृजांप्रसिद्धमुत्पत्ति रक्षाप्रलयप्रगल्भम् ॥ यस्मिन्जग त्संहरतेखिलंचपुनातुमांतत्सवितुर्वरे ण्यम् ॥ ५० ॥

જેનું મંડળ જગતની ઉત્પત્તિઓમાં પ્રસિદ્ધ છે ઉત્પત્તિ સ્થીતિ અને નાશ કરવામાં સમર્થ અને જેમાં સઘળુ જગત સંકોચ્યતાથી રહેછે તે સૂર્યનું તેજસ્વી મંડળ મને પવિત્ર કરો. ॥ ૫૦ ॥

यन्मंडलंसर्वगतस्यविष्णोरात्मा परंधामविशुद्धतत्वम् ॥ सूक्ष्मांतरैर्योगपथानुगम्यंपुनातुमांतत्सवितुर्वरेण्यम् ॥ ५१ ॥

જે મંડળને સર્વવ્યાપી વિષ્નુનું પરંમ ધામ કહે છે તથા શુદ્ધતત્વ કહે છે યોગમાર્ગ જાણનારા પુરૂષોએ સૂક્ષ્મ વિચારથી જાણેલું તે સૂર્યનું તેજસ્વી મંડળ મને પવિત્ર કરો.।।૫૧।।

यन्मंडलंब्रह्मविदोवदंतिगायंति यच्चारणासिद्धसंघाः ॥ यन्मंडलंवेदविदःस्मरंतिपुनातुमांतत्सवितुर्वरेण्यम् ॥ ५२ ॥

જે મંડળને બ્રહ્મવેત્તા પુરૂષો ઉત્પ્રેક્ષા કરી નિશ્ચે કરે છે તથા ચારણ અને સિદ્ધ લોકો જેને ગાય છે અને વેદવેત્તા જેને સંભારે છે તે

સૂર્યનું તેજસ્વી મંડળ મને સદા પવિત્ર કરો. ॥ પર ॥

यन्मंडलंवेदविदोपगीतंयद्योगिनांयोगपथानुगम्यम् ॥ तत्सर्ववेदंप्रणमामिसूर्यंपुनातुमांतत्सवितुर्वरेण्यम् ॥ ५३ ॥

જે મંડળને વેદવેત્તાઓએ ગાએલું છે તથા યોગીઓના યોગમાર્ગને અનુસરેલું છે તથા સર્વને જાણનાર સૂર્યને નમસ્કાર કરૂછું અને તે સૂર્યનું તેજસ્વી મંડળ મને સદા પવિત્ર કરો. ॥ ૫૩ ॥

मंगलाख्यामिदंपुण्यंयःपठेत्सततंनरः ॥ सर्वपापविशुद्धात्मासूर्यलोकेमहीयते ॥ ५४ ॥

મંગલાષ્ટક એવું જેનું નામ એવું સૂર્યનું

આસ્તોત્ર તેને જે મનુષ્ય ભણેછે તો તે મનુષ્ય સર્વે પાપથી શુદ્ધથઈ સૂર્ય લોકમાં માહાલે છે.
॥ ૫૪ ॥

ध्येयःसदासवितृमंडलमध्यवर्ति
नारायणःसरसिजासनसन्निविष्ठः ॥
केयूरवान्मकरकुंडलवान् किरिटीहा
रीहिरण्मयवपुर्धृतशंखचक्रः ॥५५

નિરંતર સૂર્યના મંડળમાં રહેનાર અને કમળના આસન ઉપર બેઠેલા તથા રત્ન જડીત મુગટવાળા તથા મકરાકાર કુંડળવાળા મનને હરણ કરનાર સોનાના સરખું શરીર જેનું છે અને શંખ ચક્ર ગદા પદ્મ ધારણ કરેલાં છે એવા શ્રી સૂર્યનારાયણ ધ્યાન કરવા યોગ્યજ છે
॥ ૫૫ ॥

सशंखचक्रंरविमंडलेस्थितंकुशेश
याक्रांतमनंतमच्युतम् ॥ भजामिबु

ह्वयातपनीयमूर्तिसुरोत्तमंचित्रविभूषणो ज्ज्वलम् ॥ ५६ ॥

શંખ ચક્ર સહીત સૂર્ય મંડળમાં રહેલા અને દર્ભની શય્યા ઉપર પોઢેલા અને તપ કરવા યોગ્ય જેની પ્રતિમા છે એવા અને દેવતાઓમાં શ્રેષ્ટ અને જુદાં જુદાં આભરણ ધારણ કરવાથી પ્રકાશીત શરીર થએલું છે એવા અને નાશ વગરના સૂર્યને બુદ્ધિવડે કરી ભજુ છું ॥ ૫૬ ॥

एवंब्रह्मादयोदेवाऋषयश्चतपोधनाः ॥ कीर्तयंतिसुरश्रेष्टंदेवंनारायणंविभुम् ॥ ५७ ॥

એ પ્રકારે બ્રહ્માદિ દેવતાઓ તથા જેમને તપ એજ પરમ દૈવત છે એ ઋષિઓ દેવતાઓમાં શ્રેષ્ટ નારાયણ વિભુ સૂર્યની પ્રશંસા કરતા હતા. ॥ ૫૭ ॥

वेदवेदांगशरीरंदिव्यदीप्तिकरंपरम् ॥ रक्षोघ्नंरक्तवर्णंचसृष्टिसंहारकारकम् ॥ ५८ ॥

વેદ તથા વેદના અંગના શરીર ભુત શોભાયમાન પ્રકાશ કરનાર અને રાક્ષસનો નાશ કરતા સૃષ્ટિનો સંહાર કરનાર અને સર્વથી શ્રેષ્ટ રાતી કાન્તીવાળાને ભજુ છું ॥ ૫૮ ॥

एकचक्ररथोयस्य दिव्यःकनकभूषितः ॥ समेभवतुसुप्रीतःपद्महस्तोदिवाकरः ॥ ५९ ॥

જેના રથને એક પૈડુ છે અને તે પ્રકાશીત સૂવર્ણવડે કરીને શોભાયમાન છે એવા અને હાથમાં કમળ છે તે સૂર્યનારાયણ મારા ઉપર સદા પ્રસન્ન હો ॥ ૫૯ ॥

आदित्यःप्रथमंनामाद्वितीयंतुदिवा

